


Reprinted from Rev. Westcott's book of "Kabir and Kabir Panth" with permission.

*Lakshmi Art, Bombay.*

# કબીર વાણી.



## મહાત્મા કબીરજીનાં

ચુંટી કહાડેલા ૯૦૬) દોહરાઓ, ૨૫ ભજનો
તથા તેમનાં ખાસ ત્રીસ (૩૦) જંત્રા.

અર્થ સાથે

તથા કબીરજીની જીંદગીનું ટુંક વૃતાંત.



રચનાર:—

મર્હુમ બેરામજી પીરોજશા માદન.

સર્વ હક પ્રગટ કરનારને સ્વાધીન.

છઠ્ઠી આવૃતિ.

પ્રગટ કરનાર,

જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,

પુસ્તકો વેચનાર, પ્રગટ કરનાર, વિગેરે,

૨૨૦–૨૨૨, વોરા બજાર, કોટ, મુંબઇ.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૧૬૧૨૪

**"કબીર વાણી"નો સંપૂર્ણ કૉપીરાઇટ મરહુમ બેરામજી પીરોજશાહ બાદનનાં વારસ–વકીલો પાસે કાયદાપૂર્વક ખરીદી લીધો છે.**

**Printed by P. C. Appoo, at The New Art Printing Press, No. 205-26 Mapla's Compound, Bora Bazar, Fort, and Published M. J. Karani, 220, Bora Bazar, Fort, BOMBAY**

કબીર વાણી માટે

## મુંબઇના જાણીતા વક્તા અને સોલીસીટર મરહુમ શેઠ જેહાંગીર જે. વીમાદલાલનો દીબાચો.



આપણા આ હિન્દુસ્થાન દેશમાં, જ્યાં સુધી આપણે જાણયે છીએ ત્યાં સુધી કોઇ પણ બીજા દેશ કરતાં ઘણે મોટે દરજ્જે, બ્રહ્મ-વિદ્યા અથવા ખુદાશનાસીનો ઉપદેશ પુરાતન કાળથી કરવામાં આવ્યો છે. ધર્મશાસ્ત્રનાં પવિત્ર સફાઓમાં તેમ ફીલસુફીનાં ગુહ્ય પુસ્તકોમાં, મહાભારત, રામાયણનાં વિરરસ કાવ્યોમાં તેમજ પુરાણોની રસીલી વાર્તાઓમાં, પદોમાં, ભજનોમાં, જ્યાં જ્યાં જુઓ ત્યાં, ભિન્ન ભિન્ન પ્રકારે આ સર્વથી મહાન વિદ્યાને અનેક સ્વરૂપમાં મનુષ્યનાં મનની નજર સમક્ષ કાયમ રાખવાની ખંતીલી કોશેષ આ દેશમાં કરવામાં આવી છે. બીજા દેશમાં પણ જો કે આ વિદ્યા અંજાણી ન હતી, જોકે તેનો અભ્યાસ જુદાં જુદાં નામો હેઠળ બધે થોડે યા ઘણો ચાલુજ હતો, છતાં આ હિન્દની ભુમી ઉપર તો એ અભ્યાસને એક સર્વોપરી અભ્યાસ તરીકે લેખી, બીજી બધી બાબદોને ઉતરતી પંક્-તીની ગણી, બ્રહ્મવિદ્યાના પાયા ઉપરજ તે સઘળી બાબદોને ઉભી કરવામાં આવી છે. એક માણસની જન્મથી મરણ સુધીની આખી જીંદગી તેના નાના મોટા બનાવો સાથે આ બ્રહ્મવિદ્યા અથવા ઇશ્વરી ઇલમની આસપાસજ વીંટાળી રાખવામાં આવી છે. કાયદાઓનો આધાર જેમ આ વિદ્યાના પાયા ઉપર લેવામાં આવ્યો છે, તેમ રાજ-દ્વારી ગોઠવણ પણ તેની ઉપરજ રચાય છે, અને દુનિયાનાં વિધ વિધ બંધારણોને આ મહાન વિદ્યાના અચળ સિદ્ધાંતોની આસપાસ ગુંઠવામાં આવ્યા છે.

આ ગોઠવણ તદનજ વાસ્તવિક છે. જે વિદ્યા સૃષ્ટીનાં મૂળથી શરૂઆત કરી પરમાત્મા, માયા વિગેરેનો અભ્યાસ કરી, જુદી જુદી દુનિયાઓ, ભુવનો અથવા લોકોનું વર્ણન કરી માણસનાં બંધા-

રણને તેના દ્રશ્ય તથા અદ્રશ્ય વિભાગોમાં ખુલ્લું કરી, પ્રગટિકરણની મહાન ક્રિયાની સમજણ આપી, દુનિયાના સર્વ બનાવોનો ખુલાસો આપે છે તથા ભવિષ્ય માટે ઉંચમાં ઉંચ આશાનો પ્રકાશ તેના અભ્યાસીઓનાં જીગરમાં મનપસંદ રીતે નાખે છે, જે વિદ્યા દુનિયાનાં ગુહ્ય કાયદાઓને ખુલ્લા કરી, મનુષ્યની આગલી તવારીખ રજુ કરતાં, તેની હાલની હાલતે તે કેમ પહોંચ્યો તે સમજાવે છે, તથા તેનાં ભવિષ્યનો સુંદર ખ્યાલ આપે છે, જે વિદ્યા આ સ્થુલ આંખ્યોથી દેખાતી દુનિયામાંજ પોતાના અભ્યાસને રોકી ન રાખતાં મિનોઇ અથવા અદ્રશ્ય દુનિયાંઓ, જે આ દુનિયાં સાથ ઘણોજ અતલગનો સંબંધ ધરાવે છે, તેનો પણ અભ્યાસ સાથે સાથે કરી, આખાં વિશ્વના નિયમોને અક્કલાનુસાર સમજાવે છે, તે મહાન પવિત્ર વિદ્યા વિના બીજા કોઇ પણ પાયા ઉપર રચાયલુ માણસની જીંદગીનું, સંસાર વયવહારનું, રાજદ્વારી રચનાનું, યા ધર્મ સ્થાપનાનું બંધારણ કાચું અને પોકળજ ઠરવું જોઇએ, અને એથી ઉલટું જે પણ બાબદનો પાયો આ પુરાતન બ્રહ્મવિદ્યાના અચળ સત્યો ઉપર નખાયો હોય તે બાબદનું બંધારણ, એક ખડક ઉપર ઉભાં કરેલાં મકાન સમાન મજબુત, જોરેમંદ તથા લાંબી હૈયાતી ભોગવનારૂં હોવુંજ જોઇએ.

આ બ્રહ્મવિદ્યાને જુદી જુદી કોમો જુદાં જુદાં નામોથી ઓળખે છે. ખ્રીસ્તીઓમાં તેને માટે "Gnosis" શબ્દ વપરાયો છે, જરથોસ્તીઓનાં લખાણોમાં તેને **ક્ષ્નુમ** (પરમાત્માને પિછાનવાની વિદ્યા) તરીકે ઓળખાવી છે, અને મુસલમીન ભાઇઓ તેને **એલ્મે-ઇલાહી** કહે છે. આ વિદ્યા આ એલ્મ ઉપરજ બધા મોટા ધર્મો રચાયલા છે, અને તેજ કારણસર મોટા ધર્મનાં મુળ સિદ્ધાંતો ધર્મ અભ્યાસીઓને એક બીજાને મળતાં માલમ પડયાં છે, તેમજ જુદા જુદા ધર્મોનું નીતિશાસ્ત્ર તેઓનાં મુળ સિદ્ધાંતો કરતાં પણ વધુ દરજ્જે એકસરખુંજ જણાયું છે.

બ્રહ્મવિદ્યાનો અભ્યાસ જુદી જુદી રીતે થાય છે. ધર્મશાસ્ત્રો-માંથી તેનાં મુળ સિદ્ધાંતો તારવી કઢાય છે. હીંદુઓનાં ઉપનીષદો, ભગવદગિતા તથા બ્રહ્મસુત્રો હિન્દુભાઇઓ માટે આ વિદ્યાના અભ્યાસ કાજેનાં ખાસ પુસ્તકો છે બીજી કોમો માટે પણ આ પુસ્તકોનો અભ્યાસ તેઓનાં પોતાનાં ધર્મશાસ્ત્ર સમજવા ખાતર ઘણો અગત્યનો અને કિમતી મદદ કરનારો છે, કારણ તેઓના સફાઓમાં બ્રહ્મ-વિદ્યા જે રીતે વિસ્તારવામાં આવી છે, તેવી બીજે ઠેકાણે વિસ્તારેલી જળવાઇ રહી નથી. પણ આ અભ્યાસ કાંઇ સહેલ નથી. તે માટે ઘણી તીક્ષણ મનબુદ્ધિની જરૂર છે એટલુંજ નહિ, પણ તેનો ખરો ભાવાર્થ સમજવા શૌચ અથવા અશોઇ પાલવાની ખાસ આવશ્યકતા છે, કારણ બ્રહ્મવિદ્યાના ગુહ્ય સિદ્ધાંતોને જવાબ આપનારૂં માણસમાં રહેલું બુદ્ધિ અથવા બઓધનું ઉંચ તત્વ પવિત્રાઇથીજ પ્રકાશી શકે છે, અને જેટલાં પ્રમાણમાં આ બઓધનો પ્રકાશ બહાર પડતો હોય તેટલાં પ્રમાણમાજ બ્રહ્મવિદ્યાની ખરી ખુબી કોઇપણ વાંચક સમજ-વાને તથા પિછાનવાને સામર્થવાન થાય છે.

જેઓએ આ બાબદનો થોડો પણ અભ્યાસ કરયો છે તેઓની આ વિષે ખાતરી થઇ છે, અને તેઓ સમજી શકયા છે કે વ્યાકર-ણના કાયદા જાણી સંસ્કૃત, અવસ્તા યા અરબ્બીમાં લખાયલા ધર્મ-શાસ્ત્રનું આજના જમાનાની ભાષાઓમાં ભાષાંતર કરનારાઓ, ફકત વ્યાકરણના ગમે એવાં બહોલાં જ્ઞાનને લીધેજ ધર્મની બિકટ બાબદો સમજવાને જરાએ લાયક ઠરતા નથી. તેમજ વળી ફક્ત તિક્ષણ અક્કલ વડે બ્રહ્મ, માયા, જીવ વિગેરેની ફીલસુફી ઉપર વાદવિવાદ કરનારાઓ પણ પોતાની ગમે એવી કાબેલ ઝહેન છતાં બ્રહ્મવિદ્યાના અભ્યાસના અધિકારી હોવાનો દાવો કરી શકતા નથી.

જેઓએ ભકિત, પવિત્રાઇ, તથા જાતીભોગ વડે અંતઃકરણને શુદ્ધ કર્યું છે, જેઓનાં હૃદયમાંથી દુનિયવી વાસનાઓની શકિત કમી

થવા માંડી છે, અને અહુંકારનો બહુરૂપી દૈત્ય મહાદેવનાં ચિદાગ્ની કુંડમાં બળી જવા માંડયા છે, જેઓનાં જીગરને અહુરમઝદનાં પુત્ર આતશે પોતાના પવિત્ર તેજથી સ્વચ્છ અને નિર્મળ કર્યું છે, જ્ઞાન, અભ્યાસ તથા ભકિતની શકિતથી જેઓનો અંતરઆત્મા પ્રદીપ્ત થયો છે, તેઓ અને તેઓજ આ ઇલ્મે એલાહીના—આ ક્ષ્નુમના, આ બ્રહ્મવિદ્યાનાં સાચા અધિકારીઓ ગયાય છે, તેઓજ તેની ખુબીઓ તથા મોટું મહત્વ ખરેખર પીછાણી શકે છે.

પણ આવી ઉંચ હાલત આવે તે આગમચ લોભ, લાલચ સાથ લડવાને, અને પવિત્રાઇ તથા શૌચ પ્રાપ્ત કરવાને, સાધારણ મનુષ્યને પણ ઉત્તેજન મળવું જોઇએ છે, અને તેટલા કાજે આ મોટાં ધર્મ શાસ્ત્રો ઉપરાંત મહાભારત, રામારણ જેવી વિરરસ કવિતાઓ મારફતે, પુરાણોની રસીલી વાર્તાઓ મારફતે તથા કિર્તણ વિગેરે બીજાં સાંધણોથી જુદા જુદા જમાનાના સાધુસંતો આ આત્માજ્ઞાનનાં સિદ્ધાંતોને સાધારણ મનુષ્યનું હૃદય આકર્ષે તેવા સ્વરૂપમાં રજુ કરતા રહ્યા છે. આ જ્ઞાનના સાચા શિક્ષકોને જુદા જુદા ધર્મોએ જુદાં જુદાં નામથી ઓળખ્યા છે. હીંદુઓ તેઓને રૂષિઓ, મહાત્માઓ, કહે છે, પારસીઓ તેઓને સઓષ્યન્તો (રોશની લાવનારાઓ) નો એલકાબ આપે છે, ખ્રિસ્તીઓ તેઓને Prophets, પરમાત્માનો પયગામ લાવનારાઓ ગણે છે, અને મુસલમીન ભાઇઓ તેઓને સાલેકો, પયગમબરો વિગેરે નામોથી પિછાને છે. આ મહાન ગુરૂદેવો તથા તેમના ચેલાઓએ, તેમજ દુનિયાના અનેક સાધુસંતોઓ, હરએક પંકિતનાં લોકોને લાયક થાય એવાં સાંધનો મારફતે, બ્રહ્મજ્ઞાનના સિદ્ધાંતો જુદા જુદા આકારમાં બહાર પાડયાં છે, કે જેથી દરએક હાલતે પુગેલો જીવ આ બ્રહ્મજ્ઞાનનાં તેજનો લાભ મેળવી પોતાની અંદર રહેલા ઇશ્વરીઅંશ, (ફ્રૂવષિ, જીવાત્મા, spirit) ને પોતાની શકિત ધિમે ધિમે પ્રદર્શિત કરતો કરે.

આ જુદાં જુદાં સાધનોમાં કાવ્ય યા કવિતા એ એક અગત્યનું સાધન છે. કાવ્યની સુંદર શબ્દ રચનાથી, તેના મોહક કાફિયાઓ, સ્વરો તથા તાલથી કાંઇ પણ બાબદ રસીલી, મિઠી તથા સુંદર બની જાય છે, અને બધા મુલકોમાં કવિતાઓ, ગાયણો, ગઝલો, બયતો, દોહરાઓ, છંદો મારફતે બ્રહ્મવિદ્યાના સિદ્ધાંતો તથા નીતિના સબકો, સુંદર દ્રષ્ટાંતો, મનોહર શબ્દ રચના તથા દીલ જીતી લેનારા અલંકારોની મદદ સાથ જગતને આપવામાં આવ્યા છે.

આપણા આ દેશમાં દોહરાઓ તથા પદો મારફતે **બ્રહ્મવિદ્યા શિખાડનારાઓમાં કબીરજીનું** નામ બહુ જાણીતું તેમજ માનીતું થઇ પડયું છે. શહેરે શહેર અને ગામે ગામ, વિદ્વાનો અને વકતાઓ, સાધુઓ તેમજ સંસારીઓ, પંડિતો તથા ભીખારીઓ, કથા કહેનારાઓ કે ગાયણકારો, રાય કિવાં રંક, સર્વ કોઇનાં મુખમાંથી કબીરજીના દીલપઝર દોહરાઓ બહાર પડી પોતાની ઉંડી અસર ઉપજાવતા રહ્યા છે. વળી હાલને સમયે જ્યારે થીઓસોફીકલ સોસાયટીના ગઇ પા સદીની ચાલુ મહેનતથી બ્રહ્મવિદ્યા તરફ દરએક દેશમાં. હરકોઇ કોમમાં, તથા બધા ધર્મો માનનારાઓમાં દીલસોજી ઉત્પન્ન થઇ છે, અને તેનો અભ્યાસ સર્વ ઠેકાણે ચાલુ થયો છે, તેવે સમયે ફીલસુફી યા નીતિનાં ગુહ્ય ગ્રંથો ઉપરાંત, કાવ્ય રચનાનાં મન હરી લેનારા પદો તથા દોહરાઓ મારફતે પણ આ બધી વિદ્યાઓની વિદ્યાનો પ્રસાર થાય એ ખરેજ એક ચાહવા લાયક તથા લાભકારક બાબદ છે. એટલાંજ કારણસર એક પારસી બંધુ ભાઇ બેહેરામજી પીરોજશા માદને ઘણોએક શ્રમ લઇ કબીરના દોહરાઓનો સંગ્રહ કરી, તેઓને લાયક રીતે ગોઠવી, એક સુંદર પુસ્તક મારફતે જાહેરમાં આણ્યા છે.

આ પુસ્તકનાં સાંકળિયાં તરફ એક નજર ફેંકતાંજ તેમાં કેટલી અગત્યની બાબદો સમાઇ ગઇ છે, તથા હર એક કીસમના વાંચનારને રૂચે

એવું કંઇ અને કંઇ શિક્ષણ તે મધેથી મળ્યા વિના રહેવાનું નથી, તે ઝટ માલમ પડી આવે છે **પરમાત્મા, માયા,** કાળ એવાં મથાલાં હેઠલ આવેલા દોહુરાઓમાં બ્રહ્મવિદ્યાનાં મૂળ સિદ્ધાંતો કબીરજીના સુંદર શબ્દોમાં વાંચી દરએક જીજ્ઞાસુને જ્ઞાન સાથે આનંદ પ્રાપ્ત થશે એમાં જરાએ સંદેહ નથી. વળી Mysticism ના અભ્યાસીઓનાં જીગરો, **જીવ તથા શિવની** ઐકયતા વિષેના કાવ્યો વાંચી તથા **પ્રેમ બિરહા** ઉપરનાં તેમનાં મધુર વચનો જાણી ખુશીના બહારમાં ખીલ્યા વિના રહેવાનાં નથી. **મનવિદ્યાના** અભ્યાસીને જેમ મનની બાબદ ઉપરના દોહુરાઓ જ્ઞાન સાથે મોજ સંપાદન કરાવશે તેમ માણસનાં સુખ દુઃખ ઉપર મનન કરનારને **કરણી** તથા **નસીબ** ઉપરનાં કાવ્યો મનની શાંતી સાથ શિક્ષણ પુરૂ પાડશે, અને દરએક સુજ્ઞ વાંચનારને **સ્મરણ—સંતસંગ—સખાવત—**ધિરજ**—સંતોષ—વિશ્વાસ—શ્રમ—પ્રેમ—આપભોગ** વિગેરે નીતિના સદગુણો વિષેની સુંદર સતરો તેમજ અજ્ઞાન **હિંસા—અહંકાર—કપટ—નિંદા** વિગેરે દુરગુણોની વિરૂદ્ધના સુભાષિત દોહુરાઓ, અખંડ લાભ કર્યા વિના રહેવાના નથી; એ ઉપરાંત દરએક **સજ્જન ગુરૂ** તથા **સતસંગ, પંડિતાઇ** તથા **સન્યાસ** વિગેરેનાં કબીરજીનાં શિક્ષણોથી બોધ તથા જ્ઞાન પામી આનંદમય તેમજ ભક્તિયુકત થશે એ વાત પણ નિશંકજ છે.

ટુંકમાં, આ પુસ્તકમાં સમાયલી બાબદો કર્મ, જ્ઞાન તથા ભકિતના માર્ગોમાંનાં કોઇ પણ માર્ગ ઉપર ચાલનારાને જોઇતો ખોરાક પુરો પાડશે, વિદ્યાના પુંજારીને વિદ્યા આપશે, નિતીના ભકતને નિતીના સબકો દેશે, સુખમાં સમાધાન સ્થાપવાને અને નમ્રતા ગ્રહણ કરવાને, તેમજ દુઃખમાં ધીરજ ધરવાને અને મનને શાંત રાખવાને કિમતી મદદ કરશે, અને દરએક રીતે હર કોઇ મનુષ્યને લાભ તથા બોધ દેવા ઉપરાંત આનંદ પમાડશે આમ કહેવામાં અતિશયોકિત કરેલી ગણાશે નહીં.

કબીરજી એક અશોઇના માર્ગમાં આગળા વધેલા જીવ હુતા, એક સાચા ભગત હુતા, એક ખરા યોગી તથા સાલેક હુતા, અને તેમનાં વચનોએ હીન્દુસ્તાનના ઘણા વિભાગોમાં હુજારો માણુસોને શાંતી તથા રાહુત બક્ષી છે અને હુવે પછી બક્ષશે. તેમના આવાં ઉપયોગી વચનો જળવાઇ રહે અને તેને કોઇક લાયક રીતે ગોઠવવામાં આવે એ ખરેખર ઇચ્છવા જોગ છે અને આ ઇચ્છા ભાઇ માદનનાં પુસ્તકે પાર પાડી છે એ ખુશીની વાત છે.

શંકરાચાર્ય એક પ્રખ્યાત શ્લોકમાં બ્રહ્મવિદ્યાના મૂળ તત્વોને નીચે પ્રમાણે જાહેર કર્યા છે.

**શ્લોકાર્ધે પ્રવક્ષ્યામિ યદુકતં ગ્રંથં કોટિભી:**
**બ્રહ્મસત્ય જગન્મિથ્યા જીવો બ્રહ્મૈવ નાપર;**

"જે બાબદોને કરોડો ગ્રંથોમાં વિસ્તારવામાં આવી છે તે હું અરધા શ્લોકમાં દર્શાવીશ. **બ્રહ્મ** અથવા **પરમાત્મા સત્ય**, અચળ છે, **જગત અસત્ય, સદા બદલાતું છે, જીવ તથા પરમાત્મા જુદા નથી પણ એકજ છે**"

એજ પ્રખ્યાત ફીલસુફે માણુસને માટે સર્વથી ઉત્તમ કાર્ય શું છે તેનો બધાં શાસ્ત્રોમાંથી નીચે પ્રમાણે સાર શ્લોકમાં કહાડયો છે.

આલોડ્ય સર્વ શાસ્ત્રાની વિચારયા નીચ પુનઃ પુન :
ઇદમ એકમ સુનીષપન્નમ, ધેયો નારાયણસ સદા.

"બધાં શાસ્ત્રો ઉપર વિચાર કર્યા પછી તથા તેઓ ઉપર વારં-વાર મનન કરવે, આ સિદ્ધાંત સાબેત થાય છે, કે **પરમાત્માનું સદા ધ્યાન કર્યા કરો.**"

આ અગત્યનાં સિદ્ધાંતોને તથા તેને માણુસની જીંદગીમાં કેમ લાગુ પાડી શકાય તેને કબીરજીએ એમની રસીલી ભાષામાં બહુ

અચ્છી રીતે વિસ્તાર્યાં છે, અને આ કબીર વાણીનું પુસ્તક જે કોઇ જ્યારે પણ ઉંઘાડશે ત્યારે તેમાંથી તેને કાંઇ અને કાંઇ ઉમદા વિચાર મીઠા, મધુર, માયાળુ વચનોમાં બહાર પાડેલા મળશે, અને તેને આનંદ, શાંતી તથા સુખ પમાડયા વિના રહેશે નહીં.

ફુરસદનો વખત ગાળવાને આ પુસ્તક એક ઉપયોગી સાંધન પુરૂં પાડશે, ગાયનકારોને જોઇતા દોહરાઓનો એક સારો સંગ્રહ આ પુસ્તક રજુ કરશે, અને મોજ નીતિ તથા ખુશાલી સાથે જ્ઞાન હરએક વાંચનારને સદા પુરૂં પાડશે.

જેહાંગીર જમશેદજી વીમાદલાલ.



# દીબાચો.

## ( પહેલી આવૃતીનો )

૧૯૦૯.

ચહલ સાલે ઓમ્રે અઝીઝત ગુઝરત,
મિઝાજે તો અઝ હાલે તેફલી ન ગશ્ત.

"તારી જીંદગીનાં ચાલીશ અમૂલ્ય વરસો નકામાં ગયાં, પણ હજી તારૂં નાદાનપણું ( અજ્ઞાનપણું ) ગયું નહિ."

શેખ સાદી.

પ્રિય વાંચનાર ! આ દુનિયામાં જન્મ લેવાનું શું કારણ છે, આપણી સરજત શી છે, તે જાણવાને માટે આપણને શું કરવું છે, વગેરે વગેરે અગત્યની બાબદો આપણે તપાસીશું તો માલમ પડશે કે આપણે ભાગ્યેજ તે ઉપર લક્ષ આપતા હોઇશું.

સાધારણ રીતે આપણ સર્વ આ સંસારી સુખ દુઃખો ભોગવવામાંજ જાણે જીંદગીની નેમ સમાઇ જતી હોય તેમ, બેખબરીમાં કામ લેતા જઇ, આપણી જીંદગીનું ગાડું ગબડાવ્યા જઇએ છીએ અને દૈવયોગે કોઇક શુભ સંજોગ એકાદ માનવીના સંબંધમાં જ્યારે ઉભો થાય છે, ત્યારે તે એવી માયાવીક હાલતમાંથી આ ઉપલી બેફીકરીની જીંદગીની ઉંઘમાંથી જાણે જાગૃત થાય છે અને ત્યારેજ તેને જીંદગીની ખરી નેમ વિષે કાંઇક ભાન થવા માંડે છે.

આવો એક શુભાગ્યવંત સંજોગ મારી જીંદગીનાં છેલ્લાં (થોડાંક) વરસની વાત ઉપર બનવા પામ્યો, કે જેને લીધેજ આ ચોપડીનું કાર્ય થવા પામ્યું છે, અને તે મારૂં ન ધારેલું અચાનક થીયોસોફીકલ સોસાયટી ( Theosophical Society ) ના સમાગમમાં આવવું થયું અને મેં ત્યાં જે જોયું તે ઉપરથી મને શેખ સાદીનાં

ઉપલાં વચનો યાદ આવ્યાં અને મને લાગ્યું કે મારી જીંદગીનાં ૩૭) વરસ ખરેજ અજ્ઞાનપણાંમાં ગયાં હતાં.

આ કાંઇ થીયોસોફીના ગુણો ગાવાનો પ્રસંગ નથી, તેમજ મારી કાંઇ તેવી મતલબ પણ નથી કારણ થીયોસોફીની ખુબીઓનું વર્ણન કરતાં પાનાનાં પાનાં લખાય તો પણ છેવટ આવે એમ નથી અને તેને ઇન્સાફ આપવાને મારા જેવા અદના મનુષ્યની શક્તિ છેજ નહિ; પરંતુ આટલું તો કહ્યા વિના મારાથી રહી શકાતું નથી, કે "થીયોસોફી" એ મનુષ્યના અંધકારને દુર કરનાર, એ પરમાત્માને મળવાના માર્ગની ખરી ચાવી આપનાર અગત્યનું અમૂલ્ય સાધન છે. વગર અભ્યાસે, વગર સમજે, અજ્ઞાનપણાંમાં અથવા કોઇના કહેવાથી તાસુબીથી દોરવાઇને થીયોસોફીને ગમે એટલી હિણવામાં, વખોડવામાં યા વગોવવામાં આવતી હોય તોપણ તેના સંબંધમાં એટલું તો નક્કીજ છે કે જેઓ થીયોસોફીનાં સાહિત્યનો ખુલ્લાં મનથી, વતર તાસુબીએ અભ્યાસ કરે છે, તેઓને તેમાંથી કાંઇક અજબ જ્ઞાનનો ભંડાર હાથ આવવા લાગે છે અને તેથી તેઓને જીંદગીની નેમ, માણસ કયાંથી આવ્યો, કયાં જવાનો અને તે માટે કરવા જોઇતા ઉપાયો વિષે કાંઇ સંતોષકારક ભાન થાય છે, અને ત્યારેજ પોતાની ખામીઓ જોતા થાય છે અને પોતાને જે કાંઇ ખરેખરૂં કરવું છે તેનો ભાસ આવે છે, અને એમ થવાથી તે માણસ દુનિયાને અથવા પોતાની આગળી પસાર થયલી જીંદગીને કાંઇક જુદીજ રીતે જોતો થાય છે.

વાહરે **થીયોસોફી!** દુનિયાનાં કુળ ધર્મોના અર્ક સમાન મનાતી **થીયોસોફી!** તારા પ્રતાપે કાંઇક હજારો માણસો રાહે પડી ગયાં છે અને લાખોનાં જીગરને તું રાહત આપી રહી છે.

આ ભલી સોસાયતીનાં સંબંધમાં આવવાથી કરીનેજ આ પુસ્તકમાં સમાયલાં પદોની કાંઇક સમજ મેળવવાને હું શકિતવાન

થયો છું, એટલે થીયોસોફીના અભ્યાસથી મારા ઉપર જે કંઇ રૂડી અસર થઇ છે તેનો આ પ્રસંગે જાહેરમાં સ્વિકાર કરવાને જો હુ પછાત પડું તો ખરેજ મારી આઇન ફરજ ચુકયો એમ કહેવાય, માટે આ તકે મારાં જીગરની ઉપકારની એક અદના લાગણી દરશાવવાને રજા લઉં છું.

## કબીર વાણી પ્રગટ કરવાનો પ્રસંગ કેમ આવ્યો ?

થીયોસોફીનાં અભ્યાસ પ્રતાપે આ રીતે મારાં મન ઉપર કાંઇક અજવાળું પડવા માડયું ત્યાર કેડેજ, આજ ચાર વરસ ઉપર, મારા એક આગલા નિશાળના (જરથોસ્તી) મિત્ર (પણ ખરા ભકતજણ) જેમનું નામ જાહેરમાં મુકવાને મને ખુશી ઉપજતે, પણ તેમની મરજીને આધીન થઇ દલગીરી સાથે ખાનગી રાખ્યું છે, તેમની સાથે એક ઘરમાં આવી વસવાનો મારો પ્રસંગ થયો. એ ભાઇને હિન્દુશાસ્ત્રનો તેમજ કબીરજીનાં શિક્ષણનો સારો અભ્યાસ હોવાથી હમો ફુરસદે બેસતા ત્યારે તેઓ ઘણીક બોધ આપનારી વાર્તાઓ અને કથાઓ કહેતા, જેની સાથે પ્રસંગોપાત આ કબીરજીના દોહરા કહી સંભળાવતા. એ પદોએ મારીપર એટલી તો અસર કીધી કે, જ્યારે તે ભાઇ એ પદો બોલતા ત્યારે હું તેને ઉતારી લેતો, ને મારાં મનમાં તેઓને ઠસાવવાને હું મોજ માનતો. તે પછી જ્યારે હું મિત્ર મંડળમાં વાતે બેસતો ત્યારે સ્વભાવિક રીતે મારા મુખ-માંથી તે માંહેલા પદો નિકળી જવા લાગ્યા, અને એ કબીરજીનાં પદોમાં કાંઇક એવો તો રસ છે, તેમાં જ્ઞાન અને ભકિતના માર્ગો એટલા તો સુંદર રીતે ભેલાઇ ગયા છે, અને તેમાં સમાયલી ફીલ-સુફી ગમે એટલી ઉંડાણુ હોવા છતાં, તે આપણા જેવા સંસારી માણુસોનાં દીલમાં કાંઇક એવી તો અસર ઉપજાવે છે કે, જેઓ તે

સાંભળે છે તેઓ, તે તરફ કાંઇક ઓર ભાવથી ખેંચાય છે એટલે મારા મિત્ર મંડળમાંના કેટલાકો તરફથી એ પદોનાં ઉતારાઓ વિષે માગણી થાય, એ તો દેખઇતુંજ છે.

આ તેમની માંગણીને પુગી વળવાને, ખાસ કરી મારા હુમદીન જરથોશ્તી ભાઇ બેહેનો જેમને એવી બાબદ વાંચવાને બીજી તક હોતી નથી તેમના માટે એક સાંધણુ પુરૂ પાડવા માટે એ પદો છપાવી બાહેર પાડવા કે કેમ તેના વિચારમાં હું હતો , તેવામાં "જામે જમશેદ"માં આ જાતની નસિહુતરૂપી લીટીઓ તે પત્રનાં લખાણોને મથાળે છાપવાની ચાલુ થયલી ગોઠવણુનો લાભ લેવા વિષે, મારૂં ધ્યાન એક મિત્રે ખેંચ્યું, અને જામેના અધિપતી આગળ તે વિચાર કબુ કરતાં તે તેમણે ખુશીથી ઉપાડી લઇ મને પોતાનો ઉપકારી કીધો, અને પરીણામમાં આ પુસ્તક વાંચક વર્ગની સેવામાં રજુ કરવાની મને જોગવાઇ મળી છે જે માટે હું પોતાને ખરેજ ભાગ્યશાળી ગણું છું, કારણ કે કબીરજી કહે છે કે:—

જીવન જોબન રાજમદ, અવિચલ રહા ન કોય,
જા દિન જાય સત્‌સંગમે, જીવનકા ફલ સોય.

તેમ, આ પુસ્તકનું કામ હાર પાડવા પાછળ મારો જે વખત ગયો છે તે મારે મનથી મારી જીંદગીની શુભ પળો છે; પરંતુ કયાં મારી અદના શકિત! અને કયાં આ મહાજ્ઞાની કબીરજીનું જ્ઞાન?

તેમજ આ (કબીરજીની) ભાષા ગુજરાતીથી કાંઇક દરજ્જે જુદી છે, જેને બ્રીજ ભાષા કહે છે, તેનો કાંઇ મારો ખાસ અભ્યાસ નથી. વળી આ પ્રકારની મારી પેહલીજ કોશેશ હોવાથી, એમાં ઘણીએક ખામીઓ જોવામાં આવે એ બનવાજોગ છે; જે માટે વાંચનાર વર્ગ પાસ કબીરજીનાં બોલોમાં માગી લઇશ કે:—

જામે જીતની બુધ્ધિ, તિતના વોહુ કર બતાય,
વાંકો બુરા ન માંનિયે, બહોત કહાંસે લાય?

એટલે, જેટલી જેની યથા શક્તિ હોય તેટલું તે કરી બતાવે, તે માટે હલકો વિચાર ન કરવો, પણ દરગુજરની નજરથી જોવું, કારણ કે વધુ તે કયાંથી લાવે? માટે પ્રિય વાંચનાર, એમાં જે કાંઇ ગંભીર ભુલો નજર પડે તેઓની ઉપર રહેમ નજર કરી, તે ભુલો માટે મારૂં ધ્યાન ખેંચવાની મેહેરબાની કરવી, એટલે ઇશ્વર ઇચ્છાથી એની બીજી આવૃતિ છપાવાને પ્રસંગ આવશે ત્યારે તે ભુલો તેમાં સુધારવાને બની શકશે.

આ ચોપડીના સંબંધમાં મારા મિત્રો તરફથી મને જે કાંઇ મદદ મળી છે, દાખલા તરીકે એની ભાષા અને શબ્દોની રચના માટે મારા એક બુઝર્ગ ગ્રહસ્થ, જેવણે ઉત્તર હિંદુસ્તાનમાં રહેતા હતા, તેમની પાસથી ઘણીક કિમતી સુચનાઓ મળી હતી. તેમજ આ પદો માહેલા કેટલાક ગુહ્ય પદોનાં અર્થ વિષે મારા એક બીજા એકાંતવાસી મિત્ર, જેઓ પણ સ્વર્ગવાસી થયા છે અને જેમને થીયોસોફીનું ઉંડું જ્ઞાન હતું, તેમની સલાહ ઘણી કિમતી થઇ પડી હતી, તેમના તરફ આ તકે ઉપકારની મારી લાગણી દર્શાવ્યા વિના આગળ ચાલીશ નહિ; એવી રીતે પરમાત્માની મેહેરબાનીથી આ પુસ્તકનું કામ હાર પાડવાને બની શકયું છે, જે માટે કબીરજીના બોલોમાં કહું તો:—

મેરા મુજમે કછુ નહિ, જો કછુ હય સો તેરા;
તેરા તુંજકો સોપતે, કયા લગેગા મેરા?

જે કાંઇ છે તે તેનું છે, મારૂં એમાં કાંઇએ નથી, માટે જે કાંઇ (થયું) છે તે તેનાં ચરણે ધરૂં છું.

માહાત્મા કબીરજીની જીંદગીનો હેવાલ ચોપડીને છેડે આપેલો છે—તથા કબીરજીનું ચિત્ર જે શરૂઆતમાં આપ્યું છે તે માટે ભલા અંગ્રેજ પાદરી સાહેબ Rev. G. Westcott ની ચોપડીને આપણે આભારી છઇએ.

મોંઢેથી મેળવેલા ઉપરાંત કેટલાક પદો આ પુસ્તકમાં છે તે એક જુની કબીર દરપણ નામની કેતાબમાં લીધાં છે.

## કબીરજીનાં શિક્ષણનો અર્ક શું છે

### કે માણસ તું પરમાત્માનોજ રસ્તો પકડ.

જેમ આપણા પવિત્ર ગાથામાં આપણા અષો રહેબર–સદ્ગુરૂ જરથુસ્ત્ર સાહેબે કહ્યું છે કે:—

**"અયવો પથાઓ યો અષહે: વિસ્પે અન્યેશામ અંપથામ."**

એટલે કે ખરો રસ્તો (પરમાત્માને મળવાનો) માત્ર એકજ છે અને તે રસ્તો અષોઇનો–બાકી બીજા બધા રસ્તાઓ ખોટા અને ફોકટની જંજાળના છે. તેવીજ રીતે કબીરજી પણ કહે છે કે:—

**કબીર, સ્મર્ણ સાર હુયે, ઓર સકળ જંજાળ;**
**આદી અંત સબ શોધીયા દુજા દિસે કાલ—**

વળી જેમ જરથોસ્તીઓની હોરમજદ યશ્તમાં, દાદાર અહુરમજદ કહે છે કે, જે કોઇ હરેક કાર્ય કરતાં, શું બેસતાં કે ઉઠતાં, ચાલતાં કે હાલતાં, મારૂં (પરમાત્માનું) નામ લીયે તેને કોઇપણ જાતની અળવળ કે દુ:ખ આવે નહિ; જે પ્રમાણે શ્રીગિતામાં ભગવાન શ્રી કૃષ્ણ કહે છે કે, જે કોઇ હરેક કાર્ય કરતાં, તે મારૂં (પરમાત્માનું) કાર્ય છે એવું સમજે, અને દરેક કાર્ય તે ઇશ્વરનુંજ કાર્ય છે એવું પાકું મનમાં સમજી આચરણ કરે તેને મુકિત મળે; અને ઇશ્વરનાં દર્શણ થાય, તેવીજ રીતે કબીરજી પણ પોતાનાં સાદા સુંદર રીતે કહેલા પદોથી આપણને શિખવે છે.

સઘળાંનું મૂળ પરમાત્મામા છે, અને પરમાત્માથી બીજું વધુ કાંઇએ નથી, એ માટે કબીરજી બહુજ ખાતરીપુર્વક કહે છે, અને તેથી હર ઘડીએ, દરેક બાબદમાં, આપણને પરમાત્માજ યાદ દેવાડે છે, અને તેથી તેઓ કહે છે કે,

**રામ જપેં અનુરાગસે, સબ દુ:ખ ડાલે ધોય,**
**વિશ્વાસે તો હરી મિલે, લોહા કંચન હોય.**

જે કોઇ પરમાત્માની જપ પુરતાં ધ્યાનથી કરે, તેનાં સઘળાં દુખો પરમાત્મા ધોઇ નાખશે, અને પરમાત્મા પર પૂર્ણ વિશ્વાસ રાખી તેને મેળવવાની કોશેશ જે કોઇ કરશે તેને પરમાત્મા મળશે, કારણ કે કબીરજી કહે છે કે,

**સભી રસાયન મેં કરી, હરિસા ઓર ન કોય,**
**રતી એક ઘટમેં સંચરે, સબ તન કંચન હોય.**

મેં બધું કીમિયું કરી જોયું, તો સેવટ મને પરમાત્માથી વધુ શ્રેષ્ટ કાંઇ છે એવું જણાયું. નહી. તેની (પરમાત્માની) એક રતીપણ જેના હૈયાંમાં પેશી જશે તેનું શરીર સોના પેરે થઇ જશે અને ખરૂં સોનું તેને હાથ આવી જશે.

ત્યારે આ દિબાઓ ખતમ કરતાં આપણે અંતઃકરણપૂર્વક દુવા ગુજારીશું કે આ કબીરવાણીના પ્રતાપે વાંચનારાઓને કાંઇક નવું અજવાળું મળે, અને પોતાની દુનિયવી ફરજો બજાવવા સાથે, જે કાંઇ ખરૂં કાર્ય માણસનું છે તે જોતાં થઇ, પોતાની સરજતના મહાન છેડા માટે પરિશ્રમ ઉઠાવતા રહે, અને ઐકયતાના પરમ-આનંદની મોજ મેળવવાને કાંઇક જલદી ભાગ્યશાળી થાય, તથાસ્તુ.

એ. પી. માદન.



# મહુંમ શેઠ જેહાંગીર જમશેદજી વિમાદલાલ.

આખી જીંદગી લોક સેવા અર્થે અર્પણ કરી, પોતાની કે પારકી સર્વે કોમની ઉન્નતીનાં કાર્યમાં હુસ્તે મ્હોડે ભાગ લઇ, દુખ્યાનું દુખ નિવારણ માટે યથા શકિત બનતો પ્રયત્ન કરી, ગરીબોના બેલી થઇ તેમની મુશ્કેલીમાં પોતાથી બની શકે એટલી મદદ કરી, ભાષાણો દ્વારા લોક-સમાજને પોતાના ધર્મ અને ફરજ ઉપર મુસ્તકીમ કરવાની જીવ-તોડ મહેનત કરી, મરણની છેલ્લી ઘડી પર્યંત બિન-સ્વાર્થી સેવા બજાવી, આ મહાન વકતા, લોકપ્રિય અને લોકરક્ષી મહાન પુરૂષ, આ ફાની જેહાંન છોડી પોતાના પરમાત્મા સનમુખ જઇ પહોંચ્યો છે, જ્યાં એમની રૂડી કરણીના પ્રતાપે પરમાત્મા યોગ્ય બદલો આપી, સ્વર્ગનું ઉત્તમ સ્થાન નિર્માણ કરશે એ નક્કી.

આ "કબીરવાણી" ની પ્રથમ આવૃતિ પ્રગટ થતાં એમાં વિદ્વતાભર્યો દિબાચો લખી આ પુસ્તકને ઉત્તેજન આપ્યું. દરેક રૂડાં કાર્યમાં યથાશકિત મહેનત કરી તેનો ટેકો આપવાનો એમનો સ્વભાવજ હતો અને તે મુજબ આ પુસ્તક પણ એમનો ટેકો મેળવવા ભાગ્યશાળી થયું એટલે એમનાં કુવખતનાં અવસાન બાદ એમની યાદગારી માટે આ ટુંક લખાણ કરી એમની ભલી, પવિત્ર અને બિન સ્વાર્થી જીંદગીની ટુંક નોંધ રાખી છે, જેથી ઉધરતી પ્રજાને પોતાની કારકીર્દી તેજસ્વી બનાવવા કાંઇક ઉત્સાહ આવે.

મરનારનો જન્મ ઇ. સ. ૧૮૭૦માં થયો અને નિશાળની કારકીર્દી પણ તેજશ્વી હોવી જોઇએ કારણકે ૧૮૮૪માં ૧૫ વર્ષની ઉમ્મરે મેત્રીકની પરીક્ષા પસાર કરી ૧૮૮૭ માં બી. એ. ની પરીક્ષા પસાર કરી ૧૮૮૯માં એમ. એ. થયા, અને ૧૮૯૧માં એલ. એલ. બી. ની પરીક્ષા પસાર કરી ૧૮૯૮ના એપ્રીલમાં સોલીસીટરની પરીક્ષા પસાર કરી તે દિવસથી ભાગીદારીમાં ધંધો શરૂ કીધો, અને તે ધંધો કરતાં પૈસો મેળવવાના લોભથી બાકાત રહી, ગરીબ-ગુરબાંઓના બેલી



મરહુમ શેઠ જેહાંગીર જમશેદજી વિમાદલાલ

એમ એ, સોલીસીટર, વિગેરે—

| જન્મ. | મરણ. |
|---|---|
| તા. ૧૦ મી આગસ્ટ ૧૮૭૦ | તા ૨૨ મી જુલાઈ ૧૯૩૧ |

તરીકે મરણ પર્યંત સેવા બજાવી. એમની ઑફીસમાં ગરીબ વિધવા અને બાઇ-બાવરીઓની અલગાર બપોર પછી લાગતી અને તેમને જોઇતી કાયદાની સલાહ બિનસ્વાર્થે આપવા ઉપરાંત તેમનું સર્વ કામ કાળજીથી કરી આપી ગરીબોના અંતઃકરણપૂર્વક આશીશો લેતા હતા.

મર્હુમ એક ચુસ્ત થીયોસોફીસ્ટ હતા. પોતાના બુલંદ જરથોશ્તી ધર્મ ઉપર પુર એતેકાદ રાખી, તેનો અભ્યાસ ચાલુ રાખી, તે અભ્યાસનો લહાવો ભાષણો દ્વારા પોતાની કોમને ચાલુ આપતા હતા, અને એઓ ઇંગ્રેજી તેમજ ગુજરાતીમાં એક ઘણા આકર્ષક બોલનાર હતા તેથી, પોતાના સાંભળનારનાં મન ઉપર ઘણી ઉંડી અસર નિપજાવવામાં ઘણા ફત્તેહમંદ થતા, જેનો લ્હાવો લેવા મરનાર ભાષણ કરનાર હોવાનું જાહેર થતાંજ ભારે ગીરદી થતી.

મરનાર અન્ન-ફળ-શાકના એક ચુસ્ત હીમાયતી હતા અને જીવ દયાનાં કાર્યોમાં પુર ઉમંગથી ભાગ લઇ સદા સેવા બજાવતા.

વળી "સુલેહના કાસદ" સમાન અનેક કોમી કજીયા કંકાશ મરનાર પોતાની કુનેહ અને કુળાથી બન્ને પક્ષોને સમજાવી મનાવી સમાધાની કરાવવાને ફત્તેહમંદ થતા, જેથી ખરચનો બચાવ થવા સાથે, કડવી લાગણીઓ ફેરવાઇ જઇ સુલેહનું ફરેશ્તાઇ વાતાવરણ સ્થાપવામાં સેંકડો વેળા કાર્ય બજાવી ભલાઇ કરી ગયા છે, અને એમનું કાયદા સંબંધી જ્ઞાન, દુન્યાદારીના વહેવારૂ ભલા વિચારો, અને એમની પ્રેમી કાર્યનીતિથી એ કામ ઘણું સહેલાઇથી થઇ શકતું હતું.

પોતાની વ્હાલી જરથોશ્તી કોમના લાભમાં મરહુમ સદા ઉસ્તવાર ખડા રહેતા અને તેમ કરતાં પૈસા કે લાગવગને નહીં વશ થતાં, પોતાનાં અંતઃકરણનાં અવાજને સદા માન આપી પોતાને જે ખરૂં લાગે તેમજ લખતા અને કહેતા, જેથી કેટલીક વેળા અપજશ પણ

મળતો પણ "સેવા" બજાવવાના ઘણા સખત નિયમોનું પાળણ કરનાર આ વિરલો નર "સત્ય" ને વળગી રહી, ભલા ધનેતરની દરકાર કીધા વિના કાર્ય કરતા અને એવી બિન-સ્વાર્થી સેવા બજાવનાર આ વિરલા નરની જગ્યા ખાલી રહેશે.

કોમી લાભનું એવું એક પણ ખાતું નહીં હોય જ્યાં આ મ્હેનતુ વિદ્વાનની સેવા નહીં મળે. આ એમની કારકીર્દીથી કોમના શ્રીમંત ભેગા ગરીબ વર્ગના સમાગમમાં મરહુમ આવતા અને સર્વે એમની સેવાથી મગન થઇ એમને ચ્હાતા.

વળી પરકોમનાં પણ લોકોપયોગી ખાતાંઓ સાથે મરહુમનો સંબંધ હતો અને તે ખાતાંઓને પણ મર્હુમની સેવાનો લાભ મળતો.

એવા એક સપુતનું કવખતનું અવસાન ઘણું જ દુ:ખદાયક છે, પણ પરમાત્માની મરજીને સર્વેએ તાબે થવાનું છે. મર્હુમે જે ઉપયોગી અને ધાર્મીક જીંદગી ગુજારી છે તે કોમ કે પરકોમ સર્વેને ધડો લેવા જોગ છે અને આપણે પ્રાર્થના કરીશું કે મર્હુમને સ્વર્ગનું ઉત્તમ સ્થાન મળે અને એમના આશીર્વાદ અત્રે મળતા રહી નેક કાર્યોમાં સદા એમની ભલાઇ, નેકી અને ઉમંગની યાદ જળવાઇ રહે. તથાસ્તુ.

પ્રગટ કર્તા.



સાંજ વર્તમાનના "ધકનજી બીન મકનજી"
તેમજ ગુજરાતીના "બીરબલ"

તે મરહુમ બુઝર્ગ લેખક ખુરશેદજી બમનજી ફરામરોજનું મત.

# કબીર વાણી



## જગ-પ્રસિદ્ધ ભકત કવીરાજ મહાત્મા કબીરજીનાં

## કાવ્ય વચનોનું એક અપૂર્વ પુસ્તક.

---

**રચનાર મીટ બેહરામજી પીરોજશાહ માદન.**

હિંદુસ્તાને જુદી જુદી ભાષાના જે અસંખ્યાત કવિઓને જન્મ આપ્યો છે, તેઓમાં ભક્ત-કવિઓ બહુ માન ભરેલી જગ્યા રોકે છે, અને તે ભકત-કવિઓમાં કબીરજી વિશેષ લોકપ્રિય છે. તેમની કાવ્ય કૃતિ કિંવા ભક્તિ વચનો ભીન્ન ભીન્ન નામે પ્રચલિત છે તેમનો શુમાર કાઢવો મુશકેલ છે; કારણ તે એકાદ ચોક્કસ પુસ્તક રૂપે લખાયાં નહોતાં અને મુખ્તત્વે કબીર-શિષ્યો તથા કબીરપંથીઓ, ખાસ કરી એ પંથના ભકતો તથા ભિક્ષુકોમાં મોઢેથી ગવાતાં આવ્યાં છે, અને તે એટલાં તો મધુર, કુદરતી જુસ્સાવાળાં, ચિતાકર્ષક છે કે તે ઉપર ભલભલા કવિઓ, વિદ્વાનો વગેરે પણ મોહી પડયા વગર રહેતા નથી, તેનું કારણ કિવાં ખુબી એવડાં છે. તેમાં જેમ કાવ્ય કિવાં સંગીતની મધુરતા તથા મોહિના અપૂર્વ છે, તેમ તેમાં સમાચલું સાહિત્ય વિલક્ષણ, ચિતાકર્ષક, નીતિભક્તિ તેમજ બ્રહ્મજ્ઞાનના

ઉંચામાં ઉંચા સબકો અને બોધ દેનારાં છે. આ બન્ને જોડે જોડે મળી જેમ ઉંચા મનશકિતવાળા વિદ્વાનોને સાનંદાશ્ચર્ય પમાડે છે, તેમ અજ્ઞાનમાં અજ્ઞાન માણુસોને પણુ ઉંચ સ્વચ્છ ભકિતરસથી મસ્ત મધન કરી બે ઘડી જાણે નચાવે છે. મહાત્મા કબીરજીની અલૌકીક શકિત તથા અમર વાણી પ્રત્યે કદી બે મત નથી, કોઇપણુ તેનો ઇન્કાર કરતું નથી.

કબીર કાવ્યને ખરેખર જેબ દે અને કબીરજીની અદભુત કૃતિને ખરેજ ઇનસાફ આપે એવું જો કોઇપણુ ગુજરાતી પુસ્તક બાહેર પડયું હોય તો તે "**કબીર વાણી**" નામનું અને **મી૦ બેરામજી પીરોજશાહ માદન** રચીત પુસ્તકજ છે, જે છપાવી પ્રગટ કરવાનું સાહસ આપણા જાણીતા બુકસેલરો તથા પબ્લીશરો **મેસર્સ જેહાંગીર બી. કરાણીના છોકરાઓએ** ઉઠાવી ફ્તેહ સાથ પાર પાડયું છે. ફ્તેહ એટલા માટે કે એ પુસ્તક ઝટ ખપી જવાથી બીજી અને હાલ છઠ્ઠી આવૃતી બાહેર પાડવાને તેઓ ભાગ્યશાળી થયા છે. "કબીર વાણી" પુસ્તકની આ ઇર્ષા કરવાજોગ ખપટ જેમ ખુદ કબીરરાજનાં કાવ્યની લોકપ્રિયતા સાબેત કરે છે તેમ તેના રચનારની ઉમદા રચાન-શકિત તથા પ્રગટ કરનારાઓની પુસ્તકને ખેંચાણુકારક રીતે છપાવવા બંધાવવાની ઉંચી કળા-શકિતની પણુ સાબેતી આપે છે.

આ પુસ્તક એક વેળા હાથ ધરી માત્ર તેના પર અહીં તહીં દ્રષ્ટિપાટ કરી જોતાંજ તેની ઉચી મજબુત શુશોભીત છપાઇ, બંધાઇ તથા "ગેટ અપ"થી મન આકર્ષાયા વગર રહેશે નહીં, અને તે પછી તેની અંદરનું સાહિત્ય-ભંડોળ તપાસતાં તો જીવાત્મા બે ઘડી સાનંદાશ્ચર્યના ઉંડા મહાસાગરમાંજ તરતો વા રમતો થશે. જો સંગીતની સહજ પણુ માહિતી હશે તો કબીરજીનાં પદો વગેરે રાગ-તાલ-તાણુવામાં લલકાર્યાથી વાંચકનો આનંદ ચક્રવૃધિ રીતે વધી જશે

કબીરજીનાં ચોક્કસ પદો તો મોટે ભાગે હંમેશાં લોક-સમુહમાં તેમના કરેલા ચોક્કસ રાગ-રાગણીમાંજ ગવાય છે, જેમકે "મુખરા કયા દેખે દરપનમેં" એ ગીત એટલું તો મધુર લાગે છે કે કોઇ હડહડતા બદમાશ નાસ્તીકનાં મન ઉપર પણ એ ઘડી ખોદાની હસ્તીની તથા આ સંસારના માયાનાં તકલીદીપણાંની અસર કર્યા વગર રહે નહીં.

આ પુસ્તક તેનાં નામ તથા નેમ પ્રમાણે "કબીર વાણી"-નુંજ છે અને તેમાં એ વાણીનાં વાણાં બેશુમાર છે. કબીરજીનાં પદ વિગેરે મળી લગભગ એક હજારનો ભવ્ય જમાવ છે તોપણ તેમાં બીજી કેટલીક નવીનતાઓ પણ ચીત ચોરક જણાય છે. શરૂમાં મહાત્મા કબીરજીનું દેવતાઇ મુખાર્વીંદ અપણું મન હરી લઇ તેમને નમન કરાવે છે, 'જ્યારે સેવટમાં કબીરજીનો વૃતાંત તેમનાં મહત્વ તથા મહિમાથી આપણને છક્ક કરે છે. એ વૃતાંત ટુંક છે, છતાં તે ઘણીક જાણવા જોગ નવિનતા પુરી પાડે છે. એથી પણ વધુ એક લંબાણ પ્રસ્તાવના આપણા માનિતા વકતા તથા લેખક **મી૦ જેહાંગીર જમશેદજી વીમાદલાલ** સોલીસીટરે લખેલી આપણાં માન તથા નમન ખેંચે છે. આ પસ્તાવના "બ્રહ્મજ્ઞાન" નાં તેમના પ્રિય વિષયના એક નાનકડા પણ અતિ કાબેલ્યત ભરેલા રેસાલા સમાન છે, અને તેમાં કબીર વાણીનો બ્રહ્મજ્ઞાન સાથનો સંબંધ ઉત્તમ રીતે દાખવી રચનારની આ દિશાની કોશેશની વાજબી પ્રસંશા કીધી છે.

"કબીર વાણી" ના રચનાર **મી૦ બેરામજી પીરોજશાહ માદન** પોતાનાં નામ-કામથી અત્યાર લગણમાં એ કિસમનાં સાહિત્યના શોખીન તથા અભ્યાસી તરીકે પુરતી રીતે વીખ્યાતીમાં આવી ચુકેલા છે. તેઓ એક ચુસ્ત તથા સાચા થીઓસોફીસ્ટ છે, જે તેમના બ્રહ્મજ્ઞાનના શોખ તથા અભ્યાસની પહેલી સરટીફીકેટ છે. એ તેજ શોખ તથા અભ્યાસ છે કે જે તેમને સ્વભાવીક રીતે કબીરજીની વાણી તરફ ઘસડી લઇ ગયો છે તથા કબીરજીના એક આશકની

હાલતમાં લાવી શકયો છે. તેઓ પઢેલ છે, કઢેલ છે, અને વળી ફરેલ પણ છે, કાંકે તેઓ વેલાયતથી પણ આગળ વધી ઠેઠ અમેરીકા સુધી જઇ આવ્યા છે, અને એ મહાન મુસાફરીના પ્રતાપે "ફીઝીકલ કલચર" "નેચર કયોર" વીગેરે નવિન સાયન્સોમાં પ્રવિણતા મેળવી તે સંબંધી તરેહવાર ચોપડી ચોપાન્યાં રચી પ્રગટ કરવા ઉપરાંત તેને લગતાં "હોમ" "સ્ટોર્સ" ઓજારો વગેરે આતાંઓ સ્થાપી તેની માલેકી માન તથા ફત્તેહમંદી સાથે ચલાવે છે, અને તેના પ્રતાપે તેમણે આપણ દેશીઓ માટે તનદરૂસ્તીનો એક તદન નવીન દરવાજો ખુલ્લો કરી આપ્યો છે.



# સાંકળિયું

## કબીરજીના ત્રીસ (૩૦) જંત્રો 

| | | |
|---|---|---|
| જંત્ર | ૧ લું—જગાઇયે કયા ? | પ્રેમ |
| ,, | ૨ જું— કિજીયે કયા ? | પુંજા |
| ,, | ૩ જું—પરખિયે કયા ? | શબ્દ |
| ,, | ૪ થું—કરીયે કયા ? | સતસંગ |
| ,, | ૫ મું—બોલીયે કયા ? | મિઠા |
| ,, | ૬ ઠું—બરાઇએ કયા ? | ઝગરા |
| ,, | ૭ મું—ખાઇએ કયા ? | ગમ |
| ,, | ૮ મું—પીજીયે કયા ? | તામસ |
| ,, | ૯ મું—છોડીયે કયા ? | અભિમાન |
| ,, | ૧૦ મું—ત્યાગિયે કયા ? | સબકછુ |
| ,, | ૧૧ મું—સુનીયે કયા ? | ગુણ |
| ,, | ૧૨ મું—સાંધિયે કયા ? | ઇંદ્રિયાં |
| ,, | ૧૩ મું—મારીયે કયા ? | આશા |
| ,, | ૧૪ મું—રાખીયે કયા ? | ધર્મ |
| ,, | ૧૫ મું—ધરિયે કયા ? | ધિરજ |
| ,, | ૧૬ મું—ઠહેરાઇયે કયા ? | મન |
| ,, | ૧૭ મું—મિટાઇયે કયા ? | ભ્રમ |
| ,, | ૧૮ મું—બડા પુન કયા ? | દયા |
| ,, | ૧૯ મું—બડા પાપ કયા ? | હિંસા |
| ,, | ૨૦ મું—દિજીયે કયા ? | દાંન |
| ,, | ૨૧ મું—ખુશબોઇ કયા ? | જશ |
| ,, | ૨૨ મું—દુર્ગંધ કયા ? | અપજશ |
| ,, | ૨૩ મું—લખિયે કયા ? | (અપના) રૂપ |
| ,, | ૨૪ મું—લિજીયે કયા ? | હરિનામ |
| ,, | ૨૫ મું—દેખિયે કયા ? | આત્મારામ |



# કબીર વાણી.

હમ કછુ પક્ષપાત નહિ રાખી,
સબ જીવન કે હિતકી ભાખી.

હું કોઇનીબી તરફદારી કરતો કે રાખતો નથી, પણ જે કાંઇ કહું છું તે સર્વેનાં ભલાંને અર્થે; કોઇ એક ધર્મવાળાને માટે નહિ, પણ સઘળા ધર્મોનું ભલું ચાહીને કહું છું—**કબીર.**



સત્ કબીરકે બચનકો, પ્રગટ કરૂં અબ સોય;
જો વાકો નિજ વાંચહિ, બુદ્ધિ નિર્મલ હોય.

સત્ કબીરજીનાં વચનો, હવે હું પ્રગટ કરૂં છું; જે કોઇ વાંચશે ને મનન કરશે તેની બુદ્ધિ નિર્મળ થશે.—**ધર્મદાસ.**



ૐ

## મંગળાચરણ—(નમસ્કાર)

(૧)

સર્વોપર સત્ પુરૂષ હય, સબકે જીવન આપ;
પ્રથમ વંદના તાહિકો, નાશ હોત સબ પાપ.

સૌની ઉપર પરમાત્મા છે, ને તે સૌનાં જીવોનો જીવ છે. પહેલો નમસ્કાર હું તેને કરૂં છું; કારણ કે તેનાં નામની બરકતથી આપણાં સર્વ પાપોનો નાશ થાય છે.

(૨)

દ્વિતીય વંદના ગુરૂકો, કરત જ્ઞાન પ્રકાશ;
બિન ગુરૂ નાહિંન હોત નય, અંધકારકો નાશ.

બીજો નમસ્કાર હું સદ્‌ગુરૂને કરૂં છું, કારણકે, આપણે ખરેખર કોણ છીએ તે તેઓ આપણને સમજાવે છે, ને તેમના વિના બીજાં કોઇથી આપણને એ સમજ પડતી નથી.

(૩)

તૃતીય વંદના સબ સંતકો, ભવજલ તારનહાર;
ભકિત જ્ઞાન વૈરાગ દે, કરત બડો ઉપકાર.

ત્રીજો નમસ્કાર હું સાધુઓના વર્ગને કરૂં છું; કારણકે તે આપણું ફરી ફરીથી જન્મવાનું—મરવાનું મટાડે છે. તે આપણી ઇંદ્રિઓનાં શોખ મટાડે છે, તેઓને બદલે આપણને ખુદાનો શોખ લગાડે છે, તેથી આપણને ખુદાની મુલાકાત થાય છે, ને આપણને ખુદાની મુલાકાત થાય છે, તેથી એ સાધુઓનો વર્ગ આપણુ માણુસ જાતની ઉપર મોટો ઉપકાર કરનાર ગણાય છે.

(૪)

**પુરૂષ રૂપી સદ્‌ગુરૂ હય, સદ્‌ગુરૂ રૂપી સંત;**
**ઇનકે પદ વંદન કિયે, આવે ભવકો અંત.**

ખુદાની મુલાકાત કરાવનાર ગુરૂ, ખુદા પોતેજ છે. ફરક માત્ર એટલોજ, કે તે પોતાની નિરાકાર સ્થિતિ છોડીને આપણને વાસ્તે દેહમાં આવેલો હોય છે. એવો ખુદાની મુલાકાત કરાવનાર ગુરૂ, સાધુઓના વર્ગમાંજ મળી આવે છે; માણસના બીજા બધા વર્ગોમાં તે હોતો નથી. માટે સાધુઓ જ્યાં જ્યાં ને જ્યારે જ્યારે નજરે પડે, ત્યાં ત્યાં ને ત્યારે ત્યારે આપણે તેઓને નમસ્કાર કરીશું ને તેઓની બનતી સેવા ચાકરી કરશું; કાંયજે તેઓ વડેજ પૂનર્જન્મનાં આપણાં દુઃખોનો અંત આવે છે.





## ખુદા વિષે.

(૧)

ધરતીકા કાગજ કરૂં, કલમ કરૂં વનરાય;
સાત સમુદ્રકી સાહિ કરૂં, હરિગુણ લિખા ન જાય.

આખી પૃથ્વિનાં જેટલું મોટું કાગજ બનાવું, સઘળાં જંગલોનાં લાકડાંની કલમ બનાવું, અને સાતે દરીયાનાં પાણીને સહી કરી નાંખું તોબી હરિ (ખુદા) ના ગુણો લખી શકાય નહીં. અર્થાત કે,—જે અપૂર્ણ છે તેની મદદથી, ખુદા જે પૂર્ણ છે, તેનું બ્યાન થઇ શકેજ કેમ?

(૨)

ભારી કહુ તો મેં ડરૂં, હલકા કહું તો જીઠ;
મેં કયા જાનું રામકો, નૈના કબહુ ના દીઠ.

ખુદા ભારી છે એમ કેહેતાં હું બીહું છું-જો હલકો છે કરી કહું, તો તે મશકરી કરવા જેવું યાને જુઠું કહ્યા બરાબર છે—કબીરજી કહે છે કે હું શું જાણું કે ખુદા કેવો છે, કારણ મારી આ ખાકી આંખોએ તેને કદી જોયો નથી—અર્થાત કે ખુદા આ આંખોએ દેખાતો નથી, પણ તેને અંતઃકરણમાંજ ઓળખવાનો છે.

(૩)

ઐસા કોઇ ના મિલા, ઘટમે અલખ લખાય;
બિન બાત્તિ બિન તેલ બિન, જલતી જોત દિખાય.

એવો કોઇ મને મળ્યો નથી કે જે અલખ યાને બહારથી નહીં પિછાણી શકાય તેવો જે ખુદા છે તેની આ શરીરમાંજ પિછાણ કરાવી આપે, અને જે જોત, તેલ ને કાકડા વગર, હમેશાં જળતી રહી છે તે દેખાડે.

(૪)

**દેખા હય તો કિસે કહું, કહે કોન પતિયાય;**
**હરિ જૈસાકા તૈસા હય, હરખ હરખ ગુન ગાય.**

મેં ખુદાને જોયો છે તે કોણુને કહું? અને જો કહું તો કોણુ માનશે?–ખુદા તો એકુનો એકુજ યાને સદા એકસાન છે; માટે હું તો તેનાં હરખે હરખે ગુણુ ગાવું છું, યાને તેની ચાહમાં ચકચુર છું.

(૫)

**સાહેબ તેરી સાહેબી, સબ ઘટ રહી સમાય;**
**જયું મેહદીકે પાતમે, લાલી લખી ન જાય.**

જેમ મેહેદીનાં ઝાડનાં પાદડાંમાં લાલી રહેલી છે, પણુ બાહેરથી તે દેખી શકાતી નથી તેમ "ઓ સાહેબ" તારી સાહેબી સર્વ ઠેકાણે છે, યાને તું દરેક આકાર કે શરીરમાં રહેલો છે, પણુ બાહેરથી યાને આ ખાકી આંખોએ તું જોવાઇ શકાતો નથી.

(૬)

**ખાલેક બિન ખાલી નહિ, સુઇ ધરનકો ઠોર;**
**આગે પિછે રામ હયે, રામ બિના નહિ ઔર.**

એક સોય જેવી પણુ નાની ચીજ રહી શકે એટલી પણુ જગ્યા ખુદા વિના ખાલી રહેલી નથી, એવી રીતે ખુદા, આગળ પાછળ સર્વે ઠેકાણે ને સર્વે ચીજમાં રહેલો છે, ને તે શિવાય બીજું કાંઇ નથી.

(૭)

**જયું નેનનમે પુતલી, યું ખાલેક ઘટ માંહે;**
**ભુલા લોક ન જાનહિ, બાહેર ઢુંઢન જાયે.**

જેમ આંખોમાં પુતળી રહેલી છે, તેમ ખુદા પણુ આ શરીર-માંજ રહેલો છે, પણુ ભુલા પડેલા યાને માયાની જાળમાં લપટા-

ચલા લોકો જાણી શકતા નથી, તેથી તેઓ ખુદાને પોતાની બાહેરજ શોધવા જાય છે.

(૮)

કસ્તુરી કુંડલ બસે, મૃગ ઢુંડે બન માંહિ;
ઐસે ઘટ ઘટ રામ હય, (પર) દુનિયાં દેખે નાહિ.

હરણની દુંટીમાં કસ્તુરી રહેલી છે ને તેની સુગંધ હરણને આવે છે પણ હરણને ખબર નથી કે કસ્તુરી જેવી સુગંધી ચીજ તેની પોતાનીજ અંદર રહેલી છે; તે તો વન્સપતિ સુંઘી સુંઘીને કસ્તુરીને પોતાની બાહેર જંગળમાંજ શોધતું ફરે છે, તેમજ ખુદા પણ દરેક આકાર તથા દરેક શરીરમાં રહેલો છે પણ માણસનું ધ્યાન બાહેર લાગેલું હોવાથી કોઇ ખુદાને જોઇ શકતું નથી.

(૯)

ઘટ બિન કહાં ન દેખીયે, રામ રહા ભરપૂર;
જિન જાનાં તિન પાસ હય, દુર કહા ઉન દૂર.

શરીરનાં ભિત્તર સિવાય બીજે કયાંએ ખુદાને શોધવા ના જા; ત્યાંજ ખુદા ભરપુર રહેલો છે; જેણે તેને પાસે જાણ્યો તો ખુદા તેની પાસેજ છે, અને જે કહે કે ખુદા દુર છે તો તે માણસથી ખુદા જરૂર દુરજ છે-અને તે ખુદાથી દુરજ રહેશે.

(૧૦)

બાહેર ભિત્તર રામ હય, નેનનકા અભિરામ;
જિત દેખું તિત રામ હય, રામ બિના નહિ ઠામ.

બાહેર તેમજ અંદર ખુદા રહેલો છે અને એમ ખુદાને સર્વ ઠેકાણે જોવો, તેમાંજ આંખોની ખરી ખુશાલી રહેલી છે—કબીર કહે છે જ્યાંબી હું જોઉં છું ત્યાં મને તો ખુદાજ દેખાય છે અને ખુદા સિવાય કોઇ પણ જગ્યા બાકી નથી.

(૧૧)

જ્યું પથ્થરમે હય દેવતા, યું ઘટમે હય કિરતાર;
જો ચાહો દિદાર કો, તો ચકમક હોકે જાર.

જેમ પથ્થરમાં અગ્નિ છુપાઇને રહેલો છે, તેમ ખુદા પણ દરેક શરીર કે આકારમાં ભરાઇને રહેલો છે અને તને ખુદાને જોવો હોય, તો જેમ ચકમકનો પથ્થર સાફ હોવાથી, તેને ઘસવાથી અગ્નિ પ્રગટ થઇ બાહેર દેખાય છે તેમ તારાં શરીરને તથા મનને પવિત્ર કરે, તો તનેબી ખુદા દેખાય.

(૧૨)

પાવક રૂપી રામ હય, સબ ઘટ રહા સમાય;
ચિત્ત ચકમક લાગે નહિં, ધુંવા બહિં બહિં જાય.

ખુદા અગ્નિરૂપ છે અને બધાંનાં શરીરોમાં રહેલો છે, પણ જેમ ચુલામાં પુરૂં બળતણ ન હોવાથી ધુંવાડો થયા કરી બળતું હોળવાઇ જઇ, અગ્નિનો પ્રકાશ થતો નથી, તેમ જ્યાં સુધી માણુસનું ચિત બાહેર ભમતું અટકીને ખુદા ઉપર પુરૂં લાગે નહિ ત્યાં સુધી ખુદા દેખાય નહિં.

(૧૩)

સાંઇ તેરા તુંજમે રહે, જ્યું પથ્થરમે આગ;
જોત સરૂપી રામ હય, ચિત્ત ચકમક હો લાગ.

જેમ પથ્થરમાં અગ્નિ છુપાઇને રહેલો છે, તેમજ તારો ખુદાબી તારામાંજ રહેલો છે—જ્યારે તું તારૂં ચિત સાફ કરશે ત્યારે તે જોત પ્રકાષીત થશે અને તુંજ પોતે ખુદાનો સ્વરૂપ યાને જોત છે એવું તને માલમ પડશે.

(૧૪)

**પરદેશા ખોજન ગયા, ઘર હિરાકી ખાંણ,**
**કાચ મનિકા પારખુ, કયું આવે પહેછાંન?**

પોતાનાં ઘરમાંજ હિરાની ખાણ હોવા છતાં પરદેશમાં શોધ કરવાને જાય, એવો જે ખોટા કાચનો પારખુ હોય તે ખરા હિરાને કેમ જાણી શકે? ખુદા જેવો અમૂલ્ય હિરો શરીરમાંજ હોવા છતાં, માણસ તેને બાહેરજ શોધે તો ખુદા તેને કયાંથી મળે?

(૧૫)

**મેં જાનું હરિ દુર હય, હરિ હરૂદય માંહિ;**
**આડી ત્રાટી કપટકી, તાંસે દીસત નાહિ.**

કબીર કહે છે કે હું એમજ સમજતો હતો કે ખુદા તો દુર (આકાશપર) હશે, પણ મને જ્ઞાન થયું ત્યારે મેં જાણ્યું કે ખુદા તો મારી સાથેજ રહેલો છે, પણ મારાં હૈયામાં વાંસ (કપટ) નો પડદો પડેલો તેથી મને ખુદા દેખાઇ શકાયો નહિ.

(૧૬)

**જાકો આડા અંતરા, તાકો દીસે ન કોય;**
**જાન બુજ જડ હો રહે, બળ તજ નિર્બળ હોય.**

જેને માયાનો આડો અંતર પડેલો હોય તેને શું દેખાય? જે જાણીબુજીને જડવાદી બને ત્યારે તેનું ખરૂં જોર છતાં તે અશક્ત રહે એમાં શિ નવાઇ? અર્થાત, માણસ આત્મા છે એમ નહિ માને, અને જીંદગી માત્ર ઇંદ્રિઓની મોજ મજાહમાંજ રહેલી છે એવું માની આત્મજ્ઞાન નહીં મેળવે તો તેને ખુદા કયાંથી દેખાય?

(૧૭)

**ભટક મુવા ભેદી બિના, કોણ બતાવે ધામ?**
**ચલતે ચલતે જુગ ગયો, પાવ કોસપર ગામ.**

ભેદુ યાને ખુદાને જાણનાર ગુરૂ વગર હું બાહેર ભટકી ભટકીને મરી ગયો પણ ખુદાનું ઠેકાણું મને કોઇએ બતાવ્યું નહિ અને એવી રીતે ખુદા બાહેરથીજ મળશે એમ માનતાં માનતાં કાંઇ જુગો ચાલી ગયા—જ્યારે ખુદાનું ગામ તો પા કોશપરજ હતું, યાને ખુદા તો મારી સાથેજ હતા.

(૧૮)

**બસત કહાં ઢુંડે કહાં, કિસ બિધ આવે હાથ;**
**કબિર! તબહિ પાઇયે, જબ ભેદી લિજે સાથ.**

ખુદા કયાં વસે ને હું તેને શોધું ક્યાં, તો પછી મને તે કેમ મળે? જ્યારે મેં ભેદુ યાને ખુદાને જાણનાર ગુરૂની સંગત કીધી યાને મને ગુરૂ મળ્યા ત્યારેજ ખુદાને મળવાનો માર્ગ મળ્યો.

(૧૯)

**જા કારણ હમ ઢુંડતે, ઔર કરતે આસ ઉમેદ;**
**સો તો અંતર ઘત મિલા ગુરૂ મુખ પાયા ભેદ.**

જે કારણ માટે હું બાહેર શોધ કરતો હતો, અને મળવાની આશા ઉમેદ રાખતો હતો, તે તો મને મારી અંદર (હૃદયમાં) મળ્યો કે જેનો ભેદ મને ગુરૂ મળ્યા ત્યારેજ ખુલ્લો થયો.

(૨૦)

**હિરા હરિકા નામ હય, હિરદે અંદર દેખ;**
**બાહેર ભિત્તર ભરી રહા, ઐસા અગમ અલેખ.**

ખુદાનાં નામરૂપી એક હિરો, જે તારાં હૈયાંમાં જડેલો છે, તેને તું તારાં હૈયામાં જઇને જો; જ્યારે તું તેને હૈયાંમાં

જોશે ત્યારે તે તને અંદર પણ દેખાશે ને બાહેર પણ સર્વ ઠેકાણે દેખાશે, એવો તે છે, જેની હસ્તીનો ભેદ બાહેરથી નહિ વર્ણવી શકાય કે નહિ સમજી શકાય તેવો છે.

(૨૧)

બિષય પ્યારી પ્રીતડી, તબ હરિ અંતર નાહિ;
જબ હરિ અંતરમે બસે, બિષયસે પ્રીત નાહિ.

જ્યાંસુધી ઇંદ્રિઓનાં વિષયો ઉપર પ્રીતી થયા કરે, યાને જ્યાંસુધી ઇંદ્રિઓનાં ભોગ ભોગવવાનું મન થયા કરે, ત્યાંસુધી અંતઃકરણમાં ખુદાનો વાસો નથી એમ જાણવું-પણ જ્યારે ખુદા હૈયામાં વસ્તો થાય-યાને ખુદા તરફજ મન લાગ્યા કરે ત્યારે વિષય વાસના નથી યાને દુનિયાઇ ચીજો ઉપરની ભાવના જતી રહી છે એમ નક્કી જાણવું, અને ત્યારેજ ખુદા દેખાય.

(૨૨)

ભકિત બિગાડી કામીયાં, ઇંદ્રિ કેરે સ્વાદ;
જન્મ ગમાયા ખાધમે, હિરા ખોયા હાથ.

જેઓ ઇંદ્રિઓના સ્વાદની દરેક મોજ મજાહમાં રહીને નિરંતર ખાવા પીવા વગેરે દુનિયાઇ વિચારોમાંજ ચકચુર રહે છે, તેઓની ખુદા તરફની ભકિત જતી રહે છે, અને તેઓ ખરેજ હિરો હાથમાંથી ગુમાવી પોતાનો જન્મ બરબાદ કરે છે. અર્થાત્ માત્ર ખાવા પીવાની મોજ અથવા ધન ભેગું કરવાને ખાતરજ આ જીંદગી છે, એમ જેઓ સમજે છે, અને બીજી નેમ વિષે જાણતા નથી, યા જાણવા છતાં તે ઉપર મન રાખતા નથી, તેઓ પોતાનો ભવ ફોકટ ગુમાવે છે, અને તેઓને ખુદા મળી શકતો નથી.

(૨૩)

**રામ હય તહાં કામ નહિ, કામ નહિ તહાં રામ;**
**દોનો એક જા કયું રહે, કામ રામ એક ઠામ?**

જેનાં મનમાં ખુદા હોય તેને વિષય વાસના હોય નહીં, અને જેનાં મનમાં વિષય વાસના નથી તેને ખુદા દેખાય,–જેમ એક જગાની અંદર બે ચીજ એક્કી વેળા રહી શકતી નથી તેમ વિષય વાસના, અને ખુદાનાં દર્શન, બન્ને એક્કી વેળા મનમાં રહી શકતાં નથી–કારણ તેઓ પરસ્પર વિરૂદ્ધ છે, જ્યારે હૈયામાંથી વિષય વાસના દુર થાય, તેમજ તેના બધા વિચારો પણ મનમાંથી નિકળી જાય, ત્યારેજ ત્યાં ખુદાનો વાસો થઇ શકે.

(૨૪)

**જૈસે માયા મન રમે, તૈસે રામ રમાય;**
**તારા મંડળ છાંડકે, જહાં કેશવ તહાં જાય.**

જેમ દુનિયાંની માયામાં યાને મોજ મજાહના વિચારોમાં મન ચકચુર બની તેમાં લીન્ન થઇ જાય છે તેમ જો મન, ખુદાના વિચારમાં લીન થઇ પોતાને ભુલી જાય, તો તે માણસ સુર્યમંડળ પણ છોડીને ત્યાં પહોંચી જાય કે જ્યાં ખુદા છે.

(૨૫)

**ચેતન ચૌકી બેઠ કર, મનમે રાખો ધીર;**
**નિર્ભય હોકે નિઃશંક ભજ, કેવળ કહે કબીર.**

તારા મનના દરવાજા ઉપર ચોકી રાખી ધિરજથી બેસ, અને પછી જરાએ ભય યા શક રાખ્યા વિના તું કેવળ ખુદાનેજ મનમાં ભજ્યા કર–અર્થાત, તારા મનમાં બીજા વિચારો આવવા ના દે, અને ખુદા મળશે એવું નિશ્ચય ધારી મનમાં વમાસ્યા કરતો ખુદાની યાદમાં રોકાઇ જા.

(૨૬)

**લેહ લાગી નિર્ભય ભયા, ભરમ ગયા સબ દૂર;**
**બનમે બનમે કહાં ઢુંડે, રામ યહાં ભરપૂર.**

જ્યારે તારાં મનને ખુદાની લેહુ લાગે, ત્યારે ખુદાનાં વમાસણમાં (વિચારમાં) રહેવાને લીધે, દુનિયાંની ફિકર ચિંતા ટળી જાય, ને ઇંદ્રિઓથી દેખાતા ખોટા દેખાવો-ભ્રમો પણ મટી જાય, ને ખુદા સર્વ ઠેકાણે ઘરબેઠાં દેખાય એવું છે ત્યારે ખુદાને શોધવાને જંગલે જંગલ શા માટે જવું જોઇએ?

(૨૭)

**સબહિ ભૂમિ બનારસી, સબ નિર ગંગા તોય;**
**જ્ઞાની આત્મરામ હય, જો નિર્મળ ઘટ હોય?**

જો મન પવિત્ર થાય તો, કાશી જવાની અને ગંગા નદીમાં ન્હાવાની કાંઇ જરૂર નથી. પવિત્ર મનનાં અને સાફ દીલનાં માણસને બધી જગા એકજ સરખી કાશી જેવી પવિત્ર છે-અને બધી નદીનાં પાણી ગંગા જેવાં પવિત્ર છે; જે પવિત્ર થયો છે, જેનેં જ્ઞાન થયું છે, તેનો આત્મા પોતેજ ખુદા છે.

(૨૮)

**આપા ખોયે હરિ મિલે, હરિ મિલત સબ જાય;**
**અકથ કહાંની રામકી, કહે સો કોન પતિયાય?**

"હું ફલાણો માણસ છું" એવું ભાન જતું રહે, ત્યારે ખુદા મળે; અને ખુદા મળે ત્યારે આખી જેહાંન મળે નહીં થઇ જાય, ખુદાની એવી, નહિ કહી શકાય તેવી વાત છે, ને એવી વાત કરીએ તો કોણ માને?

(૨૯)

**કબીર! જબ એ જગ નહિ, તબ રહા એક ભગવાન;**
**જીને વોહ દેખા નજરસે, સો રહા કોન મકાન?**

ઓ કબીર! જ્યારે મનમાંથી આ જગતની હસ્તીનો ખ્યાલ નિકળી જાય, ત્યારે માત્ર ભગવાનજ એકલો રહે—અને જે કોઇએ તેને તેવો જોયો તે પુરૂષ અમુક જગ્યાએજ રહેલો છે એમ કેમ કહેવાય? અર્થાત—જે માણસ પોતાનાં ધ્યાનમાંથી જગતની હર-એક વસ્તુનો ખ્યાલ અને આકારોને કાઢી નાખે તો પછી તે એકલા ખુદાનેજ જોઇ શકે, અને ખુદા સર્વવ્યાપક હોવાથી તે જીવ પણ સર્વવ્યાપક થઇ જાય ત્યારે તે માણસ અમુક જગ્યાએજ રહેલો છે એમ કદી કહેવાય નહિં.

(૩૦)

**હરિજન હરિ તો એક હય, જો આપા મિટ જાય;**
**જા ઘરમે આપા બસે, તો સાહેબ કહાં સમાય?**

ખુદાની યાદ કરતાં કરતાં, ધ્યાન ખુદામાં એવું લાગી જાય કે ઇંદ્રિઓનાં વિષયોનાં વિચારો તો શું, પણ "હું ફલાણો માણસ છું" એવી પોતાની યાદ પણ મનમાંથી જતી રહે ત્યારેજ ખુદાને યાદ કરનાર અને ખુદા એકજ થઇ જાય—પણ જ્યાં પોતાની યાદ "હું પણું" યાને "હું છું" એવો ખ્યાલ મનમાં થયા કરે, ત્યારે તેમાં ખુદા કયાંથી રહી શકે, યાને ખુદા કેમ દેખાય?

(૩૧)

**તું તું કરતા તું ભયા, તું માંહે મન સમાય,**
**તું માંહી મન ામલ રહા, અબ મન અંત ન જાય.**

"હું નથી" (પણ) "તું છે" એવું વિચાર્યા કરતાં યાને "ખુદા ખુદા" કરતાં મન એવું ખુદામાં સમાઇને રહેવા લાગે, કે

પોતાનું "હુંપણું" રેહેજ નહિં, પણ મન ખુદારૂપ થઇ જાય, અને મન જ્યારે ખુદામાં મળી જઇને રહેતું થયું, કે પછી તે કદી છુટું વિખુટું પડવાનું નથી કારણ તે પોતાનાં સુખી છેડે પુગી ગયું, એટલે "હું જુદો છું" એવું ભાન ફરીને તેને થશેજ નહિં.

(૩૨)

તું તું કરતાં તું ભયા, મુજમે રહી ન "હું"
વારી ફેરૂં નામ પર, જીત દેખું તિત "તું"

કબીરજી કહે છે કે "ખુદા ખુદા" કરતાં હું ખુદા થઇ ગયો ને મારામાં "મારાપણું" રહ્યું નથી. તારાં નામ પરથી હું ઓવરાઇ (કુરબાન) જાઉં છું કે તે જપવાથી હવે જ્યાં જ્યાં હું જોઉં છું અને જે જે હું જોઉં છું તે બધું "ખુદાજ" છે એમ દીસે છે.

(૩૩)

રામ, કબીરા એક હય, કહેન સુનનકો દોય.
દો કર જો જાનસી, જાકુ ગુરૂ મિલા ન હોય.

ખુદા અને કબીર તો એકજ છે. માત્ર કહેવામાં અને સાંભળતાં "બે" છે યાને જુદા છે; કોઇ એમ જાણે કે કબીર અને ખુદા બે જુદા છે તેને ગુરૂ મળ્યો નથી, એવું સમજવું.

(૩૪)

નામ કબીરા હો રહા, કલજુગમે પ્રકાશ;
સબ સંતનકે કારને, નામ ધરાયા દાસ.

આ કળીયુગમાં કબીરનું નામ પ્રકાશી રહ્યું છે, પરંતુ કબીરજી કહે છે કે, હું તો ખુદાનો નોકર છું અને સઘળા સંત લોકોને માટે યાને જેઓ ખુદાઇ રાહપર ચાલવાવાળા છે તેઓને ખાતરજ હું નામ રાખી ગયો છું.

(૩૫)

**કબીર, કુત્તા રામકા, મોતી નામ ધરાય;**
**ગલે બિચ દોરી પ્રેમકી, જીત ખેંચે તિત જાય.**

કબીરજી કહે છે કે, હું તો રામનો કુતરો (નોકર) છું-મારૂં નામ મોતી રાખ્યું છે—મારાં ગળાંમાં ખુદાના પ્રેમની દોરી નાંખી છે, જેથી ખુદા જ્યાં મને ખેંચે ત્યાં હું જાઉં છું. અર્થાત-મેં મારૂં દીલ ખુદાને સંપૂર્ણ અર્પણ કર્યું છે. અને મારી મરજી પ્રમાણે નહિ-પણ ખુદાની મરજી પ્રમાણે રહું છું અને કાર્યો કરૂં છું.

(૩૬)

**દાસ કહાવન કઠણ હય, મેં દાસનકો દાસ;**
**અબ તો એસા હો રહું, કે પાંઉ તલેકી ઘાસ.**

પોતાને દાસ કેહેવાડવું એટલે ખુદાનો બંદો થવું એ બહુ મુશ્કેલ છે; હું તો તેનાં બંદાઓનો પણ નોકર છું અને હવેથી એવો થઇને રહું, કે તેઓના પગ હેઠળનું ઘાસ બની જાઉં.

(૩૭)

**જો દેખા સો તિનમેં, ચોથા મિલે ન કોય;**
**ચોથેકું પ્રગટ કરે, હરિજન કહિએ સોય.**

જેબી મેં જોયું છે તે સત્વ્, રજસ્ અને તમસ્ જે પ્રકૃતિનાં ત્રણ ગુણો છે-એ ત્રણમાંજ થતું દેખાય છે, અને એ ત્રણની પેલી મેરની જે ચોથી હાલત છે, તે હાલતનો કોઇ પણ માણસ મને મળ્યો નથી. એ ચોથી હાલતને જે પ્રગટ કરી શકે તેજ ખુદાનો ખરો ભગત્ છે. સારાંશ કે દુનિયામાં સઘળે ઠેકાણે "હુ" "તુ" અને "તે" એવા ત્રણ પ્રકારો જાહેર થઇ રહ્યા છે—એ ત્રણની પેલી મેર, યાને એ ત્રણુડેને એક કરી નાંખનારી જે ચોથી હાલત છે તેજ ખુદાની હાલત છે કે જ્યાં "હુ" "તુ" અને

"તે" એવો જુદાઇનો પ્રકાર હસ્તી ભોગવતો નથી અને જે કોઇ, તે હાલત પોતામાં પ્રગટ કરે તેનેજ હરિજન યાને આત્મજ્ઞાની કેહેવો.

(૩૮)

**જો એક ન જાનીયા, તો બહુ જાને કયા હોય;**
**એકે તે સબ હોત હય, સબસે એક ન હોય.**

તું તે એકને યાને ખુદાને નહિ જાણે તો બીજું બધું જાણવાથી શું થાય? તે એકમાંથીજ આ સૃષ્ટિની બધી પેદાયશ બની છે. તે એકમાંથીજ આ અનેક ઉત્પતિઓ થઇ છે, પણ તે બધાંથી એક થઇ શકાતું નથી.

(૩૯)

**એક સાધે સબ સધે, સબ સાધે એક જાય;**
**જો તું સિંચે મૂલકો, ફુલે ફુલે અઘાય.**

જો તું એકને સાંધશે તો બધુંએ સંધાશે. પણ જો તું (તે એક શિવાય) બધાંને સાંધવા જશે તો તે એક જતો રેહેશે. ઝાડનાં મુળને પાણી સિંચશે ને તેને સાચવશે તો તેમાં ફળ ફુલ સર્વે આવી જશે—અર્થાત, જો તું ખુદાને પકડશે યાને ખુદાનેજ મળવાની ઇચ્છા રાખશે તો દુનિયવી માલમતા પોતાની મેળે આવી જશે.

(૪૦)

**સબ આયે ઇસ એકમે, ડાર પાત ફળ ફૂલ;**
**કબીર! પીછે કયા રહા, ગ્રહિ પકરા નિજ મૂળ?**

એ એકમાંજ બધુંએ આવી જાય છે, ડાળ, ડાંખળાં, પાતરાં, ફળ ને ફુલ સર્વે તેમાં આવી જાય છે. ત્યારે ઓ કબીર! જે કોઇએ તે મુળનેજ પકડી રાખ્યું તેને બીજું કરવાનું યા મેળવવાનું બાકી શું રહ્યું? જેને ખુદાજ મળ્યા તેને બીજું શું જોઇએ?

(૪૧)

**મેરા મુજમે કછુ નહિ, જો કછુ હય સો તેરા,**
**તેરા તુજકો સોંપતે, કયા લગેગા મેરા.**

ઓ ખુદા! મારી અંદર "મારૂં" યાને મારી જાતનું પોતાનું હોય એવું કાંઇ નથી; જે કાંઇ છે, તે બધું તારૂંજ છે; અને જે કાંઇ તારૂં છે, તે તુંને પાછું હવાલે કરૂં, તેથી મારૂં કાંઇબી જતું રહેતું નથી—અર્થાત, મારી રચનામાં આ સ્થુળ શરીર છે તે મારૂં નથી; કારણ કે, મરણ વખતે તે મારાથી છુટું પડી જાય છે; મારી રચનામાં "પ્રાણમયકોષ" યાને શરીરમાં રહેલો, દસ પ્રકારનાં કામ બજાવતો વાયુ છે તે પણ મારો નથી: કારણ કે, મરણ વખતે તેપણ મારાથી છુટો પડી જાય છે; મારી રચણામાં "મનોમયકોષ" યાને ઇંદ્રીઓની ગમતી ચીજોનો ખ્યાલ કર્યા કરતું જે (મનનું) નિચલું ભાન છે તેપણ મારૂં નથી, કારણ કે, હું જ્યારે સ્વર્ગમાં જાઉં છું, ત્યારે તેપણ મારાથી છુટું પડી જાય છે; મારી રચણામાં "વિજ્ઞાનમય કોષ" અથવા મનની શકિતઓ ને સદગુણો છે તે પણ મારાં નથી: કારણ કે, હું તુંને મળવા આવું છું, ત્યારે તે પણ બેમાલમ થઇ જાય છે; એ બધાંથી ઉપરવાળું તત્વ જે "આત્મા" અથવા "હું પોતે કહેવાઉં છું" તે પણ મારો નથી: કાંય જે, જ્યારે હું પોતે" થાઉં છું ત્યારે હું તો કાંઇ હોતો નથી, પણ "તુંજ" હોય છે.

(૪૨)

**મેરા તો કોઇ હય નહિ, ઔર મેં કિસીકા નાહિં;**
**અંતર દ્રષ્ટ બિચારતાં, રામ બસે સબ માંહિં.**

એઓમાંનું (ઉપર જણાવી ગયા તેઓમાંનુ) કોઇ મારૂં નથી ને હું એઓમાંનાં કોઇનો નથી; ખુદાઇ નજરે જોતાં ખુદાજ સઉમાં સઉ થઇને વસેલો છે.

( ૪૩ )

**કબીર! ખોજી રામકા, ગયા જો સકલ દ્વિપ;**
**રામ બસે ઘટ ભિત્તરા, જો આવે પ્રતિત.**

ઓ કબીર! ખુદાને શોધવાવાળો માણસ, સઘળા દેશોમાં જાય છે, પણ જો તેને વિશ્વાસ હોય તો ખુદા તેનાં શરીરમાંજ રહેલો માલમ પડે.

( ૪૪ )

**સબ ઘટ ભિત્તર મેં બસું, મોકો મિલે ન કોય;**
**જો કરૂં સો મેં કરૂં, નામ બંદેકા હોય.**

ખુદા કહે છે કે, હું તો સર્વ આકારો ને શરીરોમાં રહેલો છું પણ મને કોઇ ઓળખતા કે ભેટતા નથી; જે કાંઇ કરૂં છું યાને થાય છે તે હુંજ કરૂં છું, પણ માત્ર નામ માણસનું હોય છે, યાને લોકો કહે કે અમુક કાર્ય અમુક માણસે કીધું.

( ૪૫ )

**સબ ઘટ મેરા સાઇયાં, ખાલી ઘટ નહિ કોય,**
**બલિહારી ઉસ ઘટકી, જા ઘટ પ્રગટ હોય.**

સર્વનાં શરીરમાં ખુદા છે, ને કોઇ પણ શરીર તે વગર ખાલી નથી; પણ જે શરીરમાં ખુદા જાહેર થાય તે શરીરનીજ બલિહારી છે, યાને જીવવાની ખરી મોજ ત્યારેજ હોય છે.

( ૪૬ )

**ચોંસઠ દિવાં જોડ કર, ચઉદે ચંદા માંહિ;**
**તિસ ઘર કૈસા ચાંદના, જીસ ઘર ગોવિંદ નાહિં?**

ચોંસઠ બત્તિઓ સાથે મેળવ્યે અને ચઉદ ચંદ્રમાઓના પ્રકાશ પણ ત્યાં હોય, પણ જે ઘરમાં યાને શરીરમાં ખુદા નહિ પ્રગટ થયો હોય, ત્યાં ખરૂં ચાંદનું યાને અજવાળું કયાંથી હોઇ શકે?

(૪૭)

**કોઇ એક પાવે સંતજન, જા કે પાંચો હાથ;**
**જાકો પાંચો વશ નહિ, તાકો હરિ સંગ ન સાથ.**

જેઓએ પોતાની પાંચે ઇંદ્રિઓને તાબે કરી છે તેઓમાંના કોઇ એક સાધુ પુરૂષને ખુદા મળે છે, પણ પાંચે ઇંદ્રિઓને જેણે વશ નથી કીધી, તેને ખુદાનો મેળાપ થઇ શકતો નથી.

(૪૮)

**કબીર! હદકે જીવકો, હિત કર મુખ ના બોલ;**
**જો હદ લગા બેહદસે, તાસે અંતર ખોલ.**

અરે કબીર, જેની આશા ઉમેદ, હદવાળી આકારવાળી જેહાંનને લગતીજ હોય છે, તેનું ભલું ચાહીને તેને નિરાકારનું સાધન શિખવતો નાં, (પણ) જેની આશા ઉમેદ કોઇબી જાતનાં આકારો ધરાવ્યા વગરની અપરમપાર ખાલી જગ્યામાં જઇને રેહુવાની ઉપર લાગેલી છે, તેને, નિરાકારને પોહોંચવાનું, તારા મનમાં છુપું રાખેલું સાધન શિખવજે.

(૪૯)

**હદમે રહે સો માનવિ, બેહદ રહે સો સાધ;**
**હદ બેહદ દોનો તજે, તાકા મતા અગાધ.**

સાધારણ માણસને આકારવાળી ચીજોનુંજ ભાન હોય છે; અને સાધુને આકાર વગરની અપરમપાર ખાલી જગ્યાનું ભાંન હોય છે, પણ જે કોઇએ અપરમપાર ખાલી જગ્યાનું ભાંન પણ નહિં રાખે તેનો તો મહિમાં અપરમપારજ જાણવો, એટલે કે હદ અને બેહદની પાર ગયેલાનો તો કોઇ પારજ પામી શકે નહિં.

જરાએ ડરતો નથી, જે ઝેર ખાઈને જીવતો હોય, એટલે કે દુન્યવી મોજમજાહ તજીને જે ખોદાના માર્ગ ઉપર કષ્ટ ઉઠાવવા આખો દિવસ હુશીયાર રહેલો તેને પછી કાળ તે શું કરી શકે?

( ૨૦૨ )

સહેજ સુન્યમેં પાઇયે, જહાં મરજી વહાં મન;
કબીર ચુન ચુન લે ગયા, ભીતર રામ રતન.

મન જ્યારે સુન્યમાં રહેતું થયું યાને જ્યારે વિચાર કરતું બંધ થયું, ત્યારે માણુસ જ્યાં ગમે ત્યાં જઇ શકે છે, ત્યારે તે જાણે છે કે આ શરીર તે "હું નથી." કબીરજી કહે છે કે મેં મારાં મનને, દુનિયાની બધી ચીજોમાંથી તેરવી કાઢીને એવું બનાવ્યું છે કે તે હવે ખુદામાંજ જઇને રહે છે.

( ૨૦૩ )

ફુલ થે સો ગિર પડે, ચરણ કમળસેં દૂર;
કળીયોકી ગત અગમ હય, તો તે રામ હજુર.

જ્યારે ફુલ બાહેરથી તદન ખીલીને પાકું થાય છે, ત્યારે તે કમળનાં પગ આગળથી યાને પોતાનાં મૂળથી દુર થઇ જાય છે પણ કળીઓનું ખીલવું બેમાલુમ હોય છે યાને તેઓ અંદરથી ખીલે છે, અને તેથી તેઓ ખુદાની પાસેજ હોય છે. અર્થાત, દુનિયવી ચીજોમાં મોટાઇ છે એવું માની, જેઓ બાહેરથી (ફુલાઇને) મોટા થાય છે તેઓ ખુદાથી દુરજ થતા જાય છે, પણ કળીઓની પેઠે જેઓ અંદરથી ખીળતા જાય છે યાને જેઓ પોતાનું અંતઃકરણ શુદ્ધ કરતા જાય છે તેઓ ખુદાની વધુ નજદીક રહેતા થાય છે.

(૨૦૪)

પાંચ ઇંદ્રિ છઠા મન, સત સંગત સુચંત,
કહે કબીર જમ કયા કરે, જો સાતો ગાંઠ નિચંત

જ્યારે પાંચે ઇંદ્રિઓ અને મન નિરંતર સત્યનેજ પકડી બેસે, યાને ઇંદ્રિઓના વિષયો શોધતી બંધ પડે, અને મન દુનિયવી વિચારો કરતું અટકે, અને એવી રીતે જેના બાહેર જવાના રસ્તા બંધ પડયા, તે માણસને જમ શું કરવાનો હતો ?

(૨૦૫)

જળતી આઇ વાદલી, બરખન લાગા અંગાર,
ઉઠ કબીરા દોર જા, દાઝત હય સંસાર.

બળતું વાદળ આવ્યું છે ને તે માંહેથી અગ્નિનો વરસાદ પડવા લાગ્યો છે, જેથી સંસારના બધાં લોકો દાઝી મરે છે, માટે ઓ કબીર ! તું ઉઠ, ને તેઓની મદદે દોડી જા.

(૨૦૬)

સંસાર સારા સબ દુઃખી, ખાવે ઓર રોવે,
દાસ કબીરા યું દુઃખી, ગાવે ઓર રોવે.

સંસારનાં બધાં લોકો એક બાજુએ ખાય છે, પીયે છે, ને બીજી ગમ રડતાં જાય છે, જેથી હું કબીર (ખુદાનો દાસ) દુઃખી થાઉ છું ને ખુદાની ભકિત કરી માંગુ છું કે તેઓનાં દુઃખનું નિવારણ થાય.

(૨૦૭)

સુખિયા ઢુંડત મેં ફિરૂં, સુખિયા મિલે ન કોય;
જે કે આગે દુઃખ કહુ, સો પહેલા ઉઠે રોય.

કોઇક સુખીયો મળે એવું હું શોધતો ફરૂં છું, પણ મને તો કોઇ સુખી હોય એવો માણસ મળતો નથી. કારણ કે જેની પાસે દુઃખની વાત કરૂં છું, કે તે પહેલાં પોતાનું દુઃખ રડવા બેસે છે.

(૨૦૮)

જે કો આગે એક કહું, સો કહે એકબિસ;
એકહિસે મેં દાઝયા, તો કહાં કાઢું બિસ.

જેને એક દુઃખની વાત કહું છું, તો તે પોતાનાં એકવિસ યાને અનેક દુઃખો મને કહી સમજાવે છે, પણ જ્યારે એક દુઃખથી, કબીરજી કહે છે કે, હું એટલો દાઝી ગયો, તો તેનાં અનેક દુઃખો કેમ કાઢું ?

(૨૦૯)

બાસુર સુખ ન રૈન સુખ, ન સુખ ધુંપ ન છાંય;
કે સુખ શરણે રામકે, કે સુખ સંતો માંય.

આ સંસારમાં તો નથી દિવસે સુખ, કે નથી રાત્રે; નથી સુખ તડકામાં કે નથી છાંયડે, સુખ કેઠે મળતું નથી; ખરૂં સુખ ખુદાને તન મન અર્પણ કરવામાં હોય છે કે સાધુસંત પુરૂષોના સમાગમમાં સુખ મળે છે.

(૨૧૦)

સ્વર્ગ મૃત્યુ પાતાળમે, પૂર તિન સુખ નાંય;
સુખ સાહેબકે ભજનમે, ઓર સંતનકે માંય.

સ્વર્ગ, પાતાળ, અને મૃત્યુલોક યાને આપણી આ ખાકી દુનિયા એ ત્રણેમાં પુરૂં સુખ નથી મળતું; ખરૂં સુખ ખુદાનું ભજણ કરવામાં છે, કે સાધુ પુરૂષોમાં રહેલું છે.

(૨૧૧)

સંપત્ત દેખ નવ હરખિયે, બિપત્ત દેખ મત રોય;
સંપત્ત હય તહાં બિપત્ત હય, કર્તા કરે સો હોય.

ધન દોલત જોઇને તું ના હરખા, અને દરિદ્રતા યાને ગરીબાઇ જોઇને તું વિલાપ ના કર; કારણ કે જ્યાં દુનિયવી સંપતિઓ છે ત્યાં

પણ દુઃખ હાજર છેજ, કારણ કે એ સર્વ ખોદાની મરજી પ્રમાણે યાને તેનાં કાયદા મુજબ થયા કરતું હોય છે.

( ૨૧૨ )

લક્ષ્મી કહે મેં નિત નવી, કિસકી ન પૂરી આશ;
કિતને સિંહાસન ચઢ ચલે, કિતને ગયે નિરાશ.

લક્ષ્મી ( દેવી ) કહે છે કે, હું તો રોજ નવીજ કહેવાઉં છું, મારેથી કોઇની પણ આશા પૂરેપૂરી બર લાવી શકાતી નથી, કારણ કે હું હંમેશાં પાસે રહી શકતી નથી; ઘણાં લોકોએ મારાથી રાજગાદી મેળવી છે, પણ આખરે તે છોડીને ચાલ્યા ગયા છે. ને ઘણાકો બિચારા નિરાશ થઇને મરણ પામ્યા છે.

( ૨૧૩ )

સંપત તો હરિ મિલન, બિપત્ત રામ બિયોગ;
સંપત્ત બિપત્ત રામ કહા, આંન કહે સબ લોગ.

કબીરજી કહે છે કે, ખરી સંપતિ, તે ખુદાને મળવામાં છે, ને ખરૂં દુઃખ તેનાથી દુર રેહવામાંજ છે, મારી (કબીરની) સંપત્તિ અને વિપતી ખુદાજ છે, યાને સુખ-દુઃખ, હું તો ખોદામાંજ રહેલું સમજું છું, જ્યારે દુનિયાનાં લોકો કોઇ બીજી ચીજોમાં સુખ-દુઃખ રહેલાં છે એવું માને છે.

( ૨૧૪ )

હમ જાને થે ખાયગે, બહુત જમા કિયો માલ;
જ્યુંકા ત્યું રહે ગયા, પકડ ગયા બે કાલ.

મેં તો જાણ્યું કે ઘણી સરખી માલમતા એકઠી કરીશ તે પછી બેઠો બેઠો ખાઇશ પણ કાળે આવીને મને તો પકડી લીધો એટલે તે બધું જેમનું તેમ રહી ગયું—

(૨૧૫)

ધન એસા સાંચિયે, જો ધન આગે હોય;
મુંઠ માંથે ગાંઠરી, જાત ન દેખા કોય.

માટે કબીરજી કહે છે કે, તું એવું ધન (નેકી-નીતિ) મેળવ કે જે હંમેશાં સચવાઇ રહે ને જે તારી આગળ આગળ ચાલતું રહે, કારણ કે દુનિયવી માલમતાની ગાંસડી કોઇ મૂર્ખ માંથે ઉપાડીને ગયો હોય એવું કોઇએ દીઠું નથી.

(૨૧૬)

સુખકે માંથે સિલ પડો, હરિ હીરદંસે જાય;
બલિહારી આ દુઃખકી, કે પળ પળ રામ સંભરાય.

દુન્યવી સુખ ઉપર ઢાંકણુ વાળો, કાંયજે તેથી માણુસનાં હૈયામાંથી ખોદા જતો રહે છે, એટલે કે ખુદાને બદલે તેનાં હૈયાંમાં પૈસાનોજ વાસો રહે છે, તેથી કબીરજી કહે છે માણુસને દુઃખજ આવેલું ભલું કે ત્યારેજ તે પળેપળ ખુદાને યાદ કરતો થાય છે.

(૨૧૭)

સુખી સુખી સબ કોઇ કહે, સુખમે જાનત નાય;
સુખી સ્વરૂપ આત્મ અમર, જો જાણે સુખ પાય.

સર્વ કોઇ કહે છે કે હું સુખી છું, પણુ ખરૂં સુખ તો હું ત્યાં જોતો નથી. ખરૂં સુખ તો તે માણુસજ ભોગવે કે જે પોતાના આત્માનું સ્વરૂપ ઓળખતો હોય યાને “ હું (ખરેખર) કોણુ છું ” એ સમજતો હોય.

(૨૧૮)

કબીર! તલબ ન છોડીયે, જબ લગ ઘટમેં પ્રાણ;
કોઇક દિન શ્રી રામકો, ભનક પડેંગી કાંન.

એ કબીર! જ્યાંસુધી તારા શરીરમાં પ્રાણુ રહેલો હોય ત્યાં-

સુધી તે (માલેક) ની યાદ હરગીજ છોડતો ના, કારણ કે તેમ કર્યાથી કોઇ દીવસે તારો અવાજ ખોદાના કાનમાં પડી જશે.

( ૨૧૯ )

કબીર ! તલબ ન છોડીયે, નિશ્ચય લિજે નામ;
મનખ મજુરી દેત તો, કયું કર રાખે રામ?

ઓ કબીર! તેની યાદ કદી ના ભુલતો, પણ હરદમ લિયા કરજે કાંયજે, માણુસ તેના મજુરને બદલો આપે, તો ખોદા કેમ તારી મહેનતનો બદલો નહિં આપે?

( ૨૨૦ )

અનહોની પ્રભુ કર શકે, હોનાર મિટ જાય;
કબીર, ઇન સંસારમે, રામભજણ સુખ દાય.

જે કાંઇ (આપણે ધારીયે કે) બનવાકાળ નથી તે ખોદા કરી શકે; અને જે કાંઇ (દુઃખ આફત) બનવાકાળ છે એમ આપણે ડરતા હોઇએ, તે ખોદા મિટાવી શકે છે, તેથી હું કબીર કહું છું કે ખોદાની યાદ રાખવાથીજ આ સંસાર સુખદાઇ થશે.

( ૨૨૧ )

સબી રસાયન મેં કરી, હરિસા ઔર ન કોય,
રતી એક ઘટમેં સંચરે, સબ તન કંચન હોય.

મેં બધી જાતનાં રસાયણ કરી જોયાં, ઇંદ્રિઓનાં વિષયો તપાસ્યા, સંસારી દરેક બાબદ કરી જોઇ, અને એવી રીતે દુનિયાંની હરેક ચીજ મેં બારીકીથી તપાસી તો મને માલમ પડયું કે ખોદા જેવું બીજું કાંઇ નથી; એક રતીભાર પણ જો ખોદા દીલમાં જાય તો તે માણુસ બધો સોનાનો થઇ જાય, તેને બધું સુખ મળી જાય.

(૨૨૨)

કહેતા હું કહે જાત હું, સુનતા હય સબ કોય;
રામ કહે ભલ હોયગી, નહિ તો ભલા ન હોય.

માટે હું જે કહું છું ને જે શિક્ષણ મુકી જાઉ છું તે તમો સર્વ કોઇ ધ્યાનથી સાંભળજો; તે એ છે કે ખુદાનું નામ લેવાથીજ કલ્યાણ થશે, નહિતો કદી ભલું થવાનું નથી, યાને દુનિયવી ચીજોથી ખરૂં સુખ હાંસલ થવાનું નથી.

(૨૨૩)

કહે કબીર પુકારકે, એ લેવો વ્યવહાર;
રામ નામ જાને બિનાં, બુંડી મુવા સંસાર.

હું, કબીર, પોકાર કરી સૌને ચેતવું છું તે વાત જરૂર યાદ રાખજો કે, ખોદાનું નામ શું છે તે જે કોઇ જાણે નહિં તે સંસારમાં ડુબીજ મરવાનો.

(૨૨૪)

ભુપ દુખી અબધુ દુખી, દુખી રંક બિપરીત;
કહે કબીર એ સબ દુખી, સુખી સંત મન જીત.

રાજા પણ દુઃખી, રૈયત પણ દુઃખી અને એવી રીતે ગરીબ તવંગર સૌ એક સરખાં દુખીજ હોય છે, માત્ર જેણે પોતાના મનને જીત્યું તેજ માણસ ખરો સુખી છે.

(૨૨૫)

સુમરનસે સુખ હોત હયે, સુમરનસે દુઃખ જાય,
કહે કબીર સુમરન કિયે, સ્વામી માંહિ સમાય.

ખુદાનું સ્મરણ કરવાથીજ માણસને સુખ પ્રાપ્ત થાય છે, અને સ્મરણથીજ તેનું દુઃખ દુર જાય છે; અને હું કબીર કહું છું કે સ્મરણ કરવાથીજ ખુદાનો વાસો આપણામાં થાય છે, યાને ખુદાને મળી શકાય છે.



## નામ–સ્મરણ.

### ( ૨૨૬ )

કબીર, સુમરન સાર હય, ઓર સકળ જંજાળ;
આદી અંત સબ શોધીયા, દુજા દીસે કાલ.

કબીરજી કહે છે કે, ખુદાનું નામ નિરંતર યાદ કર્યા કરવું, તેમાંજ માણુસને ફાયદો છે. એ શિવાયનાં બીજાં બધાં કામો કરવાં તે ફોકટની મેહેનત છે; કારણકે, તેઓ કહે છે કે, બીજાં કામોની શરૂઆતથી છેક છેડા સુધી યાને પરિણામો સુધી મેં તપાસ કીધી, તો મને માલમ પડયું છે કે તેઓ નાશવંત છે યાને હંમેશ ટકનારાં નથી. ખુદાનું (નામ) સ્મરણ આપણું ફરી ફરીને જનમવા–મરવાનું નિવારે છે, બાકી બીજાં બધાં કામો નવાં કારણો ઉપજાવી માણુસને પાછા જંજાળમાં નાખનારાં છે.

### ( ૨૨૭ )

કબીર ! નિજ સુખ રામે હય, દુજા દુઃખ અપાર,
મનસા બાચા કર્મનાં, નિશ્ચય સુમરન સાર.

રામ (ખુદા) ને મળવામાંજ આપણુને ખરૂં સુખ છે, અને ઇંદ્રિઓથી ભોગવાતું હરકોઇ સુખ મેળવવામાં આપણુને અંતે બેશુમાર દુઃખ છે. જગતની સલામતી અને આબાદાનીમાં કાંઇ નુકસાન ન થાય, એવા પવિત્ર વિચાર, વાચા અને કાર્ય કરવા સાથેજ, ખુદાની યાદ નિરંતર કરવી તેજ ખરેખરૂં સ્મરણ છે.

(૨૨૮)

રામ નામકે લેત હિ, હોત પાપકા નાશ;
જૈસી અગ્નિ અગ્નકી, પડી પુલાને ઘાસ.

જેમ એક અગ્નિની ઝીણી ચિન્ગારી સુકાં ઘાસમાં પડે તો તેને બાળી નાંખે છે, તેમજ રામનું નાનું નામ આપણાં સઘળાં પાપોનાં નાશ કરી નાંખે છે.

(૨૨૯)

નામ જો રતી એક હુય, ઓર પાપ જો રતી હજાર;
એક રતી ઘટ સંચરે, જાર કરે સબ છાર.

રામનું નામ જો કે એક રતી ભાર જેવું નાનું જણાય છે, અને પાપો જો હજારો રતી જેટલાં હોય, તે છતાં એક રતી જેટલું એ બિનવજન નામ જેનાં હૈયામાં પસરી ગયું, અને જેને તે નામ નિરંતર યાદ આવ્યા કરે તેનાં સર્વ પાપોને બાળી જાળી નાખશે. સારાંશ કે રામ વાસના યાને ખુદાને મળવાની ઇચ્છા, બીજી સર્વ વિષય વાસનાઓને મારી હટાડે છે.

(૨૩૦)

રામ નામકી ઔષધિ, સદ્‌ગુરૂ દિયે બતાય,
ઔષધ ખાઇ પચી રહે, તાકે બેદન જાય.

ખુદાનું નામ યાદ કરવાની દવા છે તે સદ્‌ગુરૂજ બતાવશે, અને તે દવા ખાધાથી જેને પચી ગઇ, તો તેનાં સર્વ દુઃખો મટી જશે. સારાંશ કે, ખોદાનું નામ યાદ કરવાની રીતો ઘણી ઘણી છે, તેમાંની લાગુ પડતી કોઇ એક, ખુદાની ભેટ કરાવી જાણનાર ગુરૂ, ચેલાનો અમૂક અધિકાર જોઇને, ચેલાને શિખવે, ને તે રીતે નામ લેવામાં ચેલો પ્રવિણ થાય તો તેની સર્વ વેદનાઓ જતી રહે; યાને સચિંત

અને ક્રિયામાન કર્મો નાશ પામવાને લીધે તેઓ તરફથી આવનારી વેદનાઓ આવે નહિં, અને પ્રારબ્ધ કર્મો તરફથી આવનારી વેદનાઓ, તેનાં શરીર સંસાર પરજ લાગુ પડે, પણ તેનાં મનને દુઃખવી નહિં શકે.

( ૨૩૧ )

સબ મંત્રકા બીજ હય, રામ નામ તત્સાર;
જો કો જન હિરદેં ગરેં, સો જન ઉતરે પાર.

રામનું નામ, બધાં મત્રોનું બીજ છે, જેમાંથી બધાં મંત્રો નિકળ્યાં છે; અને તેથી જે કોઇ એ નામને નિરંતર હૈયામાં પકડી રાખે, તે પેલી પાર ઉતરી જાય. સારાંશ કે ખુદાનાં નામમાંથીજ સર્વ મંત્રો અને ભણતર ઉપજાવેલાં છે, ત્યારે તે નામનેજ જે કોઇ પકડી રાખે તો તેનાથી બધા મંત્રોનાં ફળો ઉપજાવી શકાય. એવું એ, અદ્ભૂત અસરો ઉપજાવનારૂં નામ, જેનાં મનમાં પોતાની મેળે નિરંતર યાદ આવ્યા કરતું થઇ જાય, તે ફરી ફરીથી જન્મ મરણ આપનારા આ ભવસાગરને પેલે પાર પોહોંચી જાય.

( ૨૩૨ )

રામ કહો મન વશ કરો, એહિ બડા હય અર્થ ;
કાહેકો પઠ પઠ મરોં, કૌટહિ જ્ઞાન ગ્રહન્થ ?

શાસ્ત્રના અસંખ્ય ગ્રંથો (માત્ર મોહોડેથી) શિખી શિખીને અમસ્થા કાંય હેરાન થાઓ છે? “રામ રામ” (ખુદા ખુદા) બોલ્યા કરો, વમાસ્યા (વિચાર્યા) કરો, અને મનમાં ઇંદ્રિઓની મોજ મજાહના વિચારો, લાગણીઓ, ઇચ્છાઓ, જુસ્સાઓ તથા આકારો ઉપજવા ના દેઓ; ધર્મશાસ્ત્રની મૂળ મતલબ–સર્વથી મોટી મતલબ એજ છે.

( ૨૩૩ )

**જીને નામ લિયા ઉને સબ કિયા, સબ શાસ્ત્રકા ભેદ;**
**બિના નામ નર્કે ગયેં, પઠ પઠ ચારે બેદ.**

જેણે ખુદાનાં નામની જપ (સ્મરણ) કીધી તેણે સઘળું જોઇતું કીધું, તથા તે સઘળાં શાસ્ત્રોના ભેદ પામ્યો. પણ એ ખુદાનું નામ જપવા વિના ફક્ત ચારો વેદ ભણ્યા કીધા, તેઓ આખરે નર્કે ગયા છે. સારાંશ કે જે ખુદાના નામની જપ કર્યા કરે, તેણે ધર્મની બધી ક્રિયાઓ કીધેલી ગણાય; તેણે ધર્મની બધી આજ્ઞાઓ પાળેલી ગણાય, તેને ધર્મને લગતાં બધાં શાસ્ત્રો આવડી જાય, ને તેઓના છુપા ભેદો પણ તે પામી જાય. એથી 'ઉલટું' કરે, એટલે કે જે કોઇ ખુદાનાં જપ કરે નહિ, ને શાસ્ત્ર માત્રજ ભણ્યા કરે, ને તે શાસ્ત્રો (ચાર વેદો) પણ શિખી જાય, તોપણ ઘણીકવાર નર્કે જાય; કારણ કે, ધર્મ શાસ્ત્રનો ફક્ત મોહડેનો અભ્યાસ કરવાથી, મન વશ થતું નથી, અને મનની વાસનાઓ અનામત રહી જવાથી પાપો કરાય છે, અને પાપથી નર્કનું દુઃખ ખમવું પડે છે.

( ૨૩૪ )

**એકહિ શબ્દમે સબહિ કહા, સબહિ અર્થ બિચાર;**
**ભજીયે કેવળ રામકો, તજીયે બિષયહિ બિકાર.**

તને એક વાત કહી, તેમાં શાસ્ત્રની બધી વાતો આવી ગઇ, બધી મતલબ સમાઇ ગઇ, ને બધા વિચારો આવી ગયા, તે એ વાત છે જે માત્ર ખુદાનું ભજન કર્યા કરવું અને એ ભજનની સાથે સાથે, ઇંદ્રિઓની મજાહો તજીને રહેવું-પૂરે પૂરી તજીને રહેવું.

( ૨૩૫ )

કબીર ! હરિકે નામસે, કોટ બિઘન ટળ જાય,
રાઇ સમાન બસુદરા, કેટેક કાષ્ટ જળાય.

રાઇનાં જેટલી અગ્નિની ઝીણી ચિન્ગારી, જેટલાં લાકડાંનો જથ્થો હોય, તેટલાં બધાંને બાળી નાખે છે, તેજ રીતે હરિનાં નામથી, યાને ખુદાનાં નામની જપ વડે, કરોડો વિઘ્નો એટપે (પાપો અને તેથી આવતાં દુઃખો) સર્વ મટી જશે. સારાંશ કે, ખુદાનાં નામમાં મનને લગાડયાથી તે પાપો કરતું અટકે છે અને ધિમે ધિમે તેના બધા દુર્ગુણો નિકળી જઇ મન પવિત્ર થઇ જાય છે.

( ૨૩૬ )

સુખમેં સુમરન ના કરે, દુઃખમે કરે સબ કોય ;
સુખમે જો સુમરન કરે, તો દુઃખ કહાં કે હોય ?

સુખમાં ખુદાની યાદ કોઇ કરતું નથી, ને દુઃખમાં સર્વ તેને યાદ કરે છે, પણ લોકો જો સુખમાં તેને યાદ કરતાં હતે, ને તેની આજ્ઞા, જે ધર્મશાસ્ત્રમાં અપાઇ છે તે મુજબ ચાલ્યાં હતે, તો તેઓને દુઃખ આવતેજ કયાંથી ?

( ૨૩૭ )

સુખમે સુમરન ના કરે, દુઃખમે કરે જો યાદ ;
કહે કબીર તા દાસકી કાૈન સુને ફરિયાદ ?

સુખમાં ખુદાને યાદ ન કરે, અને દુઃખમાં તેની મદદ માંગે, એવા અરજદારની અરજ કોણ સાંભળે ? સારાંશ કે, આપણી સુખી હાલતમાં, ખુદાને ભુલી જઇ, બીજાંને નુકશાન થાય એવાં કામો કરીએ, તો કુદરતના કર્મના કાયદા મુજબ વળતાં દુઃખો આપણને આવે તો, તે આપણને ભોગવવાંજ પડે.

(૨૩૮)

**બિપત્ત ભલી હરિ નામ લેત, કાયા કસોટી દુઃખ;**
**રામ બિનાં કિસ કામકી, માયા સંપત્ત સુખ?**

જ્યારે દુઃખ આવી પડે છે ત્યારેજ શરીરની કસોટી યાને પરિક્ષા થાય છે, જેથી માણસને દુઃખજ ભલું છે, કારણ કે ત્યારેજ તે ખુદાને હરપળે "ઓ ખુદા ખુદા" કરીને યાદ કરે છે. ખુદા નહિં મળે, ને તેને બદલે દુનિયાની બધી સંપત્તિઓ અને સુખો મળે, તો માણસને અંતે શું કામ આવવાનાં છે?

(૨૩૯)

**હરિ સુમરન કોઢી ભલા, ગલી ગલી પડે ચામ;**
**કંચન દેહ જલાય દે, જો નહિ ભજે હરિ નામ.**

શરીરને દુઃખ થઇને તેનું ચામરૂં નિકળી પડતું હોય છતાં જો ખુદાની યાદ થઇ શકતી હોય તો તે ભલું, પણ શરીર સોના—રૂપાંમાં લોટતું હોય, ને તેનાં તેમ લોટવાથી જો ખુદાની યાદ બની આવતી ન હોય, તો એવાં તારાં સોના જેવા દેહને બાળી નાંખ યાને તે નાશ પામી જાય તો ઘણું સારૂં—સારાંશ કે તવંગરી સાથે ખુદાની વિસરફામ રહે, તે કરતાં શરીર કંગાળ હોવા છતાં, ખુદાની યાદ મનમાં રહે, તે વધુ પસંદ કરવાજોગ છે.

(૨૪૦)

**જા ઘર સંત ના સેવિયા, હરિકો સુમરન નાહે;**
**સો ઘર મરહટ સરિખા, ભુત બસોં તા માંહે.**

જે ઘરમાં સંતો યાને ખુદાને યાદ પિછાણનાર સાધુ પુરૂષોની સેવા કરવામાં આવતી નથી અને જ્યાં ખુદાની યાદ થતી નથી, તે ઘરો શ્મશાન સરખાંજ છે અને ત્યાં ભુત-પલીદનોજ વાસો હોય છે.

( ૨૪૧ )

**રામ નામ તો રતન હય, જીવ જતન કરી રાખ;**
**જબ પડેગી સંકટી તબ રાખે રઘુનાથ.**

રામ નામ તો એક હિરો યાને અમૂલ્ય રતન છે, તેને તું તારા જીવની પેઠે સાચવીને રાખ, કે જે વખતે તને દુઃખ આવી પડે ત્યારે, ખુદા તને બચાવી લે.

( ૨૪૨ )

**જબ જાગે તબ રામ જપ, સોવત રામ સંભાર;**
**ઉઠત બેઠત આત્મા, ચાલતહિ રામ ચિતાર.**

ઉંઘમાંથી જાગૃત થતાંજ રામનું નામ લે, સુતી વેળાએ પણ ખુદાને યાદ કરીનેજ સુઇ જા; અને એવી રીતે ઉઠતાં, બેસતાં, યાને હરેક કામો કરતી વેળાએ, તેનું (ખુદાનું)જ નામ તારા મનમાં ચિતાર્યા કર, યાને તારૂં મન ખુદામાંજ ગુઠાયલું રાખ.

( ૨૪૩ )

**જીતને તારે ગગનમે, ઇતને શત્રુ હોય;**
**કૃપા હોય શ્રી રામકી, તો બાલ ન બાંકો હોય.**

આસમાન પર જેટલા તારા છે, એટલા પણ જો તારા શત્રુઓ હોય, પણ જો તારાં મનમાં ખુદા હોય તો તેનાં જોરે, તારા એક વાલને પણ કોઇ ઇજા કરી શકનાર નથી.

( ૨૪૪ )

**જો કોઇ સુમરન અંગકો, પાઠ કરે મન લાય;**
**ભકિત જ્ઞાન મન ઉપજે, કહે કબીર સમજાય;**

જે કોઇ સ્મરણ કરવાનાં મંત્રો મોહુડે કરી તે ઉપર મનન કરે, તો, હું કબીર કહું છું કે ખુદાની ભક્તિ કેમ કરવી તેનું જ્ઞાન તે માણસનાં મનમાં આવી જાય.

( ૨૪૫ )

**જપ તપ સંયમ સાધના, સબ સુમરન કે માંહિ;**
**કબીર જાને યા રામજન, સુમરન સમ કછુ નાંહિ.**

જપ કરી તપશ્ચર્યા કરવી, યોગ કરવો એ સર્વ સ્મરણમાં સમાઇ જાય છે, તેથી સ્મરણુ જેવું બીજું કશુંએ નથી, એવું હું (કબીર) સમજું છું અને જે કોઇ ખુદાનો બંદો છે તે જાણે છે.

( ૨૪૬ )

**સહકામી સુમરન કરે, પાવે ઉત્તમ ધામ;**
**નિષ્કામી સુમરન કરે, પાવે અવિચળ રામ.**

પોતાને માટે કાંઇક સારા બદલાની આશા રાખીને જે કોઇ સ્મરણુ કરે, તો તેને તે સુખ મળે; સ્વર્ગ મળવાની ઇચ્છા રાખી જે કોઇ સ્મરણુ કરે, તેને સ્વર્ગ મળે; પણુ જે કોઇ, ઇચ્છા રહીત યાને પોતા માટે કાંઇપણુ ચીજ કે સુખ માંગ્યા વગર સ્મરણુ કરવું એ મનુષ્ય માત્રનું કર્તવ્યજ છે એમ સમજી માત્ર ખુદાના પ્રેમ અર્થેજ સ્મરણુ કરે તે માણુસ ખુદાને પાંમે, જે હંમેશાગીનો હોવાથી તેને સદાકાળનું સુખ મળી જાય.

( ૨૪૭ )

**પથ્થર પુંજે હરિ મિલે, તો મેં પુંજું ગિરિરાય;**
**સબસેં તો ચકિક ભલી, કે પિસ પિસકે ખાય.**

કબીરજી કહે છે કેઃ—જો પથ્થર પૂજવાથી ખોદા મળતો હોય, તો હું આખો ગિરનારનો પહાડજ પૂજું. પણુ સર્વ કરતાં ઘંટી (પૂજી) હોય તો કેવું ઉત્તમ, કે તેથી દળીને લોટ પણુ ખાવા મળે!

(૨૪૮)

દેહ નિરંતર દેહરા, તામે પ્રત્યક્ષ દેવ;
રામ નામ સુમરન કરો, કહાં પથ્થરકી સેવ?

તારૂં શરીર એજ તારૂં દેવાલય છે ને તેમાંજ ખરેખરો દેવ યાને ખુદા બેઠેલો છે, તેનું સ્મરણ કર્યા કર. બાકી પથ્થરની પૂજા કરવાથી યાને બાહેરનો દેખાવ કર્યાથી તારૂં શું વળવાનું?

(૨૪૯)

પથ્થર મુખ ના બોલહિ, જો શિર ડારો કુટ;
રામ નામ સુમરન કરો, દુજા સબહિ જુઠ.

ગમે માથું કુટીને મરિયે, તોએ પથ્થર કાંઇ મુખમાંથી બોલવાનો છે? માટે તું રામ નામ જપયા કર, બાકી બીજું બધું કરવાનું મુકી દે.

(૨૫૦)

કુબુધ્ધિકો સુઝે નહિ, ઉઠ ઉઠ દેવલ જાય,
દિલ દેહેરાકી ખબર નહીં, પથ્થર તે કહાં પાય?

જેઓને ખરી સમજ નથી તેઓજ દોડતા દોડતા દેવળમાં જાય છે; માણુસનું દિલ એજ પરમેશ્વરનું રેહેઠાણ છે એ વાત તેઓને ખબર ન હોવાથી બિચારા, પથ્થરનાં બાંધેલા દેવળમાં ખુદાને શોધવા જાય છે, તે ખોદા તેઓને કેમ મળે? (Know Ye not that Ye are the Temple of God and the Spirit of God dwelleth in Ye?—Christ.)

(૨૫૧)

પથ્થર પાની પુંજ કર, પચ પચ મુવા સંસાર;
ભેદ નિરાલા રહે ગયા, કોઇ બિરલા હુવા પાર.

પથ્થર અને પાણી પૂજી પૂજીને, યાને એવા માત્ર બાહેરનાં

દેખાવો કરી કરીને, સંસારનાં બધાં લોકો ડુબી મુવા છે; જ્યારે ખુદાનો ભેદ તો બીજોજ છે, જે વાત કોઇ વિરલો પુરૂષજ જાણે છે અને તેથી તે સમજીને ખરો રસ્તો પકડીને પાર થઇ જાય છે.

( ૨૫૨ )

મકકે મદિનેમેં ગયા, વહાંભી હરકા નામ,
મેં તુંજ પુછું હે સખી, કિન દેખા કિસ ઠામ?

મક્કા મદિનામાં ગયા તો ત્યાંએ ખુદાનું નામ તો છેજ, પણ (મુસલમીન ધર્મવાળાઓને કબીરજી કહે છે કે) ઓ મારી બેન, તું મને દેખાડ કે મક્કા મદિનામાં કયે ઠેકાણે તેં ખુદાને દીઠો? અર્થાત—કબીરજીનું કહેવું એ છે કે ખુદા આપણાથી બાહેર નથી, પણ આપણી અંદરજ તે રહેલો છે.

( ૨૫૩ )

રામ નામ સબ કોઇ કહે, ઠગ ઠાકોર ઔાર ચોર;
ધ્રુવ પલ્હાદ સબ તર ગયે, એહિ નામ કછુ ઓાર.

રામનું નામ તો ઠગારા, લુટારા, યાને દુનિયાંના બુરા ભલા સર્વ કોઇ લોક (મોહુડેથી) લે છે, પણ જે સ્મરણ યાને જપ વડે ધૃવ, પૃલ્હાદ અને એવા (મોટા થઇ ગયલા) નરો ઇશ્વરને પોહોંચી ગયા તે સ્મરણ કાંઇ જુદીજ તરેહનું છે.

( ૨૫૪ )

શુધ્ધ બિન સુમરન નહિ, ભાવ બિન ભજન ન હોય,
પારસ બિચ પરદા રહા, કયું લોહા કંચન હોય.

મન શુદ્ધ (નિર્મળ) થયા વિના ખુદાની યાદ (સ્મરણ) થઇ શકતી નથી. જેમ પારસમણી અને લોઢાંની વચ્ચે બીજી કોઇ ચીજ આડી પડેલી હોય તો લોઢાનું સોનું થઇ શકતું નથી, તેમજ ચિત્ત ખુદાપર

લાગેલું નહિ હોય, અને દુનિયવી ચીજો ઉપર હોય, અને મનમાં તે ચીજોના ખ્યાલો આવ્યા કરે, તો ખુદાનું ભજન કેમ થાય અને ખુદા કેમ દેખાય ?

( ૨૫૫ )

સુમરન સિદ્ધિ યું કરો, જયું ઘાઘર પનિહાર;
હાલે ચાલે સુરતમે, કહે કબીર બિચાર.

માથે પાણીનો ઘડો મુકીને, છુટે હાલ ચાલતી અને વાતો કરતી જવા છતાં, પનિહારણ ( સ્ત્રી ) નું ધ્યાન તો ઘડામાંજ લાગેલું હોય છે, તેમ સ્મરણ કરતી વેળાએ મન ખુદા તરફજ લાગેલું રહે, એવું સ્મરણ કરતાં તું શિખ.

( ૨૫૬ )

સુમરન સિધ્ધિ યું કરો, જૈસે દામ કંગાળ;
કહે કબીર બિસરે નહિ, પલ પલ લેત સંભાળ.

જેમ એક કંજુસ માણસ પૈસાને પુજે છે, અને તેને ઘડી પણ યાદ કર્યા વગર રેહતો નથી, તેમ ખુદાનું સ્મરણ એવું કર કે તારા મનમાંથી ખુદા એક પળ વાર પણ ભુલાય નહિં.

( ૨૫૭ )

જૈસી નૈયત હરામ પે, એસી હરસેં હોય;
ચલા જાવે વૈકુન્ઠમે, પલ્લા ન પકડે કોઇ.

કોઇ હરામની ચીજ ઉપર મન જેવું લાગી જાય છે, તેવું ઇશ્વર તરફ મન લાગી જાય, તો તે માણસને ખુદાની મુલાકાત થાય, અને તેમાં કોઇ ( દૈત્ય કે ફરેસ્તા ) થી પણ અટકાવ નાંખી શકાય નહિ.

(૨૫૮)

બાહેર ક્યા દિખલાઇયે, અંતર કહિયે રામ?
નહિ મામલા ખલ્કસોં, પડા ધનિસેં કામ.

બાહેરનો પ્રેકટ દેખાવ શા માટે કરે છે? તારા હૈયામાં ખુદાનું નામ લેતો રહે. તને દુનિયાં અને તેનાં લોક સાથે કામ નથી, પણ જે ધણી (ખુદા) તારાં હૈયામાં બેઠેલો છે તેની સાથેજ કામ છે.

(૨૫૯)

માલા તો કરમેં ફિરે, જીભ ફિરે મુખ માંહિ;
મનવા તો ચૌ દિશ ફીરે, ઐસો સુમરન નાહિ;

હાથમાં માળા (તસ્બીર) ફર્યા કરે, ને મોહોડામાં "ખુદા ખુદા" થયા કરે, પણ જો મન ખુદામાં લાગે નહિ, અને દુનિયાંની અનેક ચીજો તરફ વારા ફરતું દોડયા કરે, તો એવી યાદ (સ્મરણ) ખુદાની મુલાકાત કરાવે તેવી કાર્યસાધક ગણાય નહિ.

(૨૬૦)

સુમરન ઐસો કિજીયે, ખરે નિશાંને ચોંટ;
સુમરન ઐસો કિજીયે, હલે નાહિ જીભ હોઠ.

સ્મરણ તો એવું કરવું, કે જેમ તીર જઇને બરાબર નિશાણે યાને ટાંકેલી ચીજ પર ચોંહોંટી જાય, તેમ મન જઇને ખુદાપર લાગી જાય, સ્મરણ એવું કરવું કે જીભ ને હોઠ હીલે નહિં પણ મન ખુદા પર લાગી રહે, ત્યારેજ તે ખરૂં સ્મરણ કહેવાય.

(૨૬૧)

હોઠ કંઠ હાલે નાહિ, જીભ્યા ન નામ ઉચ્ચાર;
ગુપ્ત સુમરન જો બેલે, સોહિ હંસ હમાર.

હોઠ તથા ગળું પણ હિલે નહિં, અને જીભે પણ નામ ઉચ્ચાર

થાય નહિં, તો એ અંદર ગુપ્ત સ્મરણ ચાલુ રાખે, તેજ ખરો સ્મરણ કરનારો હંશ યાને સાધુ છે.

(૨૯૨)

અંતર "હરિ હરિ" હોત હય, મુખકી હાજત નાંહિ;
સેહેજે ધુન લાગી રહે, સંતનકે ઘટ માંહિ.

અંદર (હૈયામાં) "હરિ હરિ" ("ખુદા ખુદા") એવો અવાજ થયા કરે, ત્યારપછી મોહડેથી બોલવાની જરૂર રહેતી નથી; એવી રીતે જેઓ સાધુ (પવિત્ર) પુરૂષો થયા છે, તેઓનાં હૈયામાં ખુદાનું ધ્યાન વગર મેહેનતે થયા કરતું હોય છે, તેથી તેઓને મોહડેથી બોલવાની કાંઇ જરૂર રહેતી નથી.

(૨૯૩)

અંતર જપીયે રામજી, રોમ રોમ રન્કાર;
સેહેજે ધુંન લાગી રહે, એહિ સુમરન તતસાર.

મનમાં (રામની) જપ કર્યા કર્યાથી આખર રામનાં નામનો અવાજ, આપણાં રૂંવે રૂંવે ઉઠવા લાગશે, અને પછી વગર મેહેનતે ખુદાનું ધ્યાન થયા કરશે, ખુદાનું સ્મરણ કરવાની ખરી રીત એવી છે.

(૨૯૪)

સુમરન સુરતિ લગાય કે, મુખસે કછુ ના બોલ;
બાહેર કે પટ દેય કે, અંતરકે પટ ખોલ.

ખુદાનાં સ્મરણમાં તારૂં સઘળું ધ્યાન આપી સ્મરણરૂપ થઇ જા. ને પછી મોહોડેથી સ્મરણ કરવું બંધ કર; બહારના બધા પડદા બંધ કર, એટલે કે બહારની ઇંદ્રિઓનો વ્યવહાર બંધ કર; અને અંદરના પડદા ખુલ્લા કર યાને અંદરની અનુભવ શક્તિને ખીલવ.

(૨૯૫)

લેહ લાગી તબ જાનીયે, કબુ છુટ ન જાય;
જીવતહિ લાગી રહે, મુવા માંહિ સમાય.

જ્યારે માણસને ખુદાની લેહ એવી લાગી જાય કે, જીવતાં જીવત તો તે જાયજ નહિં, પણ મરણ વેળાએ, સર્વે દુઃખો ખમવા સાથે પણ તેનાં મનમાં ખુદાનીજ યાદ રહે, ત્યારે જાણવું કે તે માણસને ખરી ખુદાની લેહ લાગી હતી.

(૨૯૬)

બુંદ સમાના સમૂદ્રમે, જાનત હય સબ કોય;
સમૂદ્ર સમાના બુંદમેં, જાને બીરલા કોય.

પાણીનું ટીપું સમુદ્રમાં સમાઇ જાય તે તો આખી દુનિયાં જાણે છે, પણ આખો સમુદ્ર એક ટીપાંમાં સમાઇ જાય તે તો કોઇકજ વિરલો પુરૂષ જાણે છે. જ્યારે યોગી સમાધી અવસ્થામાં જાય છે, ત્યારે તે આખાં વિશ્વ યાને જગતને પોતાનાંજ અન્તર હૃદયાકાશમાંજ જુવે છે, અને આવો અનુભવ કોઇક વિરલા યોગીનેજ થાય છે, જે વાત જગતનાં લોકોને સમજાતી નથી.

(૨૯૭)

ભક્ત દ્વાર હય સાંકડા, રાઇ દસમા ભાય;
મનહિ જબ રાવત હો રહા, કયું કર શકે સમાય?

ખુદાનો ભક્ત થવાનો દરવાજો એટલો તો સાંકડો છે કે રાઇના દશમાં ભાગ જેટલો તે છે, પણ, મન તરેહવાર વિચારોના જથ્થા એકઠા કરી પર્વત જેવું મોટું થઇ જાય ત્યારે, એવા સાંકડા દરવાજામાં તે કેમ દાખલ થઇ શકે?

(૨૬૮)

રાઇ બાંતા બિસવા, ફિર બિસનકા બિશ;
ઐસા મનવા જો કરે, તાહિ મિલે જગદીશ.

રાઇનાં દાણાંનો વિસમો ભાગ કરો, અને તે વીસમાંનો પણ વિસમો ભાગ કરે, મનને એવું નાનું જે કોઇ કરી શકે, ત્યારેજ તેને પરમેશ્વર મળે. એટલે કે ઇંદ્રિઓના સર્વ વિચારો જેના જતા રહ્યા હોય, એ પ્રમાણે જેના મનનું "મનપણું" એટલે વિચારપણું જતું રહ્યું હોય, તેને ખુદાની મુલાકાત થાય.

(૨૬૯)

મેરા મન સુમરે રામકો, મનમે રામ સમાય;
મનહિ જબ રામ હો રહા, તો શિશ નમાવું કાય ?

મારૂં મન હવે તો ખુદાનેજ યાદ કરે છે, અને તેમાં ખુદાનો વિચાર માત્રજ રહેલો છે, ને બીજો કોઇ વિચાર રહ્યો નથી; મન ખુદારૂપ થયું છે. એ પ્રમાણે જ્યારે મન પોતેજ ખુદારૂપ બની ગયું છે ત્યારે હું મારૂં માથું શા માટે નમાવું?

(૨૭૦)

કબીર ! મન નિશ્ચલ કરો, ગોવિંદકે ગુન ગાય;
નિશ્ચલ બિનાં ન પાઇયે, કોટીક કરો ઉપાય.

ઓ કબીર ! ખુદાનાં ગુણ ગાઇ ગાઇને અને ગુણ ગાવાનો લખ મનને લગાડી લગાડીને તેને બીજા બીજા ખ્યાલો પર જતું અટકાવ. મન બીજા ખ્યાલો પર દોડતું અટકયા વગર, ખરૂં સ્મરણ થઇ શકે નહિ. એ શિવાયના બીજા કરોડો ઉપાય તું કરશે તો તે બધા ફોકટ જશે.

(૨૭૧)

માલા જપું ન કર જપું, મુખસે કહું ન રામ;
રામ હમેશા હમકો જપે, મેં બેઠા રહું વિશ્રામ.

કબીરજી કહે છે કે, હું તો ખુદાની જપ, નથી માળાએ કરતો કે નથી હાથે કરતો, કે ન મોહડેથી રામ પુકારતો. મારી જપ કરવાની રીતી એવી છે કે માળા યા તસ્બીર ફેરવવી પડેજ નહિં, હાથ હલાવવો પડે નહિ, ને મોહડેથી (પણ) "ખુદા" કરીને બોલવું પડે નહિં; પણ મારૂં શરીર ઈંદ્રિઓ ને મન, જે બધાં મળીને હું બન્યો છું, તે બધાં શાંત થઇ, તેઓ મળે નહિં થઇ જાય, ત્યારે આ શરીરમાં જે ભાંન બાકી રહે, જે ખુદાનો અંશ છે, તે ભાંન, પેલાં ભાંન ને જપે છે ને મળે છે; જે ભાંન જગતમાં પસરીને અપરમપાર ખાલી જગામાં રહેલું છે, જે ખુદા યાને "હંમેશગીનો હું" છે તે સાથે એકત્ર થઇ જાય છે.

(૨૭૨)

નામ બિસારે દેહકા, જીવ દસા સબ જાય;
જબહિ છોડે નામકો, સબહિ લાગે આય.

ખુદાનું નામ જપતાં જપતાં, શરીરનું ભાંન ભુલી જવાય છે, અને જીવ તરફિની હાલત જતી રહે, એટલે કે હું "ફલાણો માણસ છું" એવી પોતાની યાદ નહિં રહે, ત્યારપછી બીજી એવી હાલત આવે કે જ્યારે નામ જપવાનું પણ છુટી જાય, યાને જપનાર અને ખુદા જુદા છે એવો વિચાર નિકળી જાય, ત્યારે માણસ વિશ્વરૂપ યાને સર્વરૂપ થઇ જાય યાને ખુદા સાથે એક થઇ જાય.

(૨૭૩)

રામ જપે અનુરાગસે, સબ દુઃખ ડાલે ધોય,
બિશ્વાસે તો હરિ મિલે, લોહા કંચન હોય.

હેયાંનાં હેતથી જો તું ખુદાની જપ કરશે, તો તારાં સર્વ દુઃખો

મટી જશે અને ખુદા મળશે, એવો પાકો ભરોસો રાખીને તું ખુદાની જપ કરશે, તો ખુદા તને ખચીત મળશે; ને તું હમણાં લોઢાં જેવો છે, તે પછી સોના જેવો થઇ જશે.

( ૨૭૪ )

રામ નામ પુકારતાં, મિટા મોહ દુઃખ દ્વંદ;
મનકી દુબધા તબ ગઇ, જબ ગુરૂ મિલે ગોવંદ.

કબીરજી કહે છે કે, ખુદાના નામની જપ કરતાં કરતાં, ઇંદ્રિઓને ગમતી ચીજો પર જીપલાવી દેવાની મારી ટેવ છુટી ગઇ. ખુદાની જપ કરતાં કરતાં, મારી ઉપર ને મારા પોતાનાઓની ઉપર વધારે હેત રાખવું, ને બીજાંઓ ઉપર ઓછું હેત રાખવું અથવા બિલકુલ નહિં રાખવું, તથા પોતાના લાભોજ સાચાવ્યા કરવા ને બીજાના લાભો નહિં સાચવવા, અથવા સામા લુટવા, એવી જે મનની જુદાઇની લાગણી હતી, તે મટી ગઇ. ખુદાનાં નામની જપ કરતાં કરતાં મારાં સચિંત અને ક્રિયામાણ કર્મો નાશ પામ્યાં; તેથી તેઓથી ઉપજનારાં મારાં દુઃખો મટી ગયાં, અને ફકત પ્રારબ્ધા કર્મોથી ઉપજતાં દુઃખોજ ભોગવવાનાં બાકી રહ્યાં છે, અને તેઓની પણ મને કાંઇ દરકાર નથી. કાંયજે જ્યારે ગુરૂ મળે ને ખુદા મળે ત્યારે મનની સર્વે ચિંતાઓનો છેડો આવી ગયલો હોય છે.

( ૨૭૫ )

નિશદીન એક પલકહિ, જો કહેવે રામ કબિર!
તાકે જનમ જનમ કે, જહે પાપ શરીર.

અરે કબીર! રાતે યા દિવસે, એક પળવાર પણ જે કોઇ રામનું નામ ખરાં હેતથી લેશે તેના જન્મો જન્મનાં પાપો દુર થશે.

( ૨૭૬ )

કલ્યુગમે જીવન અલ્પ હુય, કરીયે બેગ સંભાર;
તપ સાધન કછુ ના બને, તાતે નામ સંભાર.

આ કલિયુગમાં માણુસની જીંદગી ઘણાંજ થોડા વરસની છે. માટે તું જલદીથી ખુદાને યાદ કરી લે; કારણ કે જીંદગીની મુદત ઘણી થોડી હોવાથી, આપણાથી તપ, સાધન, જે કરવાને બહુ લાંબો કાળ જોઇએ છે. તે આ કલિયુગમાં બની શકતું નથી, માટે તું નામ સ્મરણુજ કર્યા કર.

( ૨૭૭ )

નામ નૈનનમેં રમી રહા, જાને બીરલા કોય;
જાકુ મિલીયા સદ્‌ગુરૂ, તાકુ માલમ હોય.

તે નામ આંખોમાં રમી રહેલું હોય છે. જેને કોઇ વિરલો પુરૂષજ જાણે છે, અને જેને સદગુરૂ મળ્યા હોય તેને સમજ પડે છે.

( ૨૭૮ )

રાજા રાણા ના બડા, બડા જો સુમરે રામ;
તાહિ તે જન બડો, જો સુમરે નિજ નામ.

લોકો કહે છે કે, રાજાઓ મોટા છે. પણ હું (કબીર) કહું છું કે જે રામ (સાકાર ઇશ્વર) નું ધ્યાન કરે, તે રાજાઓથી મોટો છે. પણ સાકાર ઇશ્વરના ભગત્ કરતાં, જે કોઇ નિરાકાર (ઇશ્વર) નાં ધ્યાનમાં રહે, તે વધારે મોટો છે.

( ૨૭૯ )

કબીર, મેં માગું એ માંગના, પ્રભુ દિજે મોહે સોય;
સંત સમાગમ હરિકથા, હમારે નિશદિન હોય.

કબીરજી ખુદાને કહે છે કે, ઓ ખુદા, હું તારી પાસે એટલુંજ

માંગું છું કે મને સાધુ સંતોની સંગત ને તારે લગતાં જ્ઞાનની વાતો રાતને દિવસ થયાં કરે.

(૨૮૦)

મુગટા જુગટ માગું નહિ, ભકિત દાન દિજો મોહે;
ઓર કછુ માગું નહિ, નિશદિન જાચું તોહે.

નથી માંગતો હું રાજ ને પાટ, પણ મને તારી ભકિત કરવાનું દાન બક્ષેસ કર, કે રાત ને દિવસ હું તારી જપ કરી તારૂંજ ધ્યાંન ધરૂં—એ શિવાય બીજું હું કાંઇ માંગતો નથી.

( ૨૮૧ )

સુમરન મારગ સાચકા, સદ્‌ગુરૂ દિયે બતાય;
સ્વાસ ઉવાસે સુમરતાં, એક દિન મિલ્યા આય.

ખુદાનું નામ સ્મરણ કરવાનો ખરો રસ્તો સદ્‌ગુરૂજ બતાવી આપે છે, અને તે રીતે, જે કોઇ ખુદાનું સ્મરણ નિરંતર કર્યા કરે, તેને એક દિવસ ખુદા મળી જશે.

(૨૮૨)

પ્રેમ બિના ધીરજ નહિ, બિરહે બિના બૈરાગ;
સદગુરૂ બિના મિટે નહિ, મન મનમાકા દાગ.

જ્યાંસુધી માણુસનાં હૈયાંમાં ખરો (બિનસ્વાર્થી) પ્રેમ આવતો નથી ત્યાંસુધી તેનું મન ધિરજથી ભક્તિમાં બેસતું નથી; અને જ્યાંસુધી માણુસને ખરો ભક્તિભાવ ખુદા તરફ લાગતો નથી, ત્યાંસુધી તેને વૈરાગ્ય આવતો નથી યાને ઇંદ્રિઓના વિષયો ભોગવવા ઉપરથી તેનું મન ખસતું નથી; અને જ્યાંસુધી સદ્‌ગુરૂનો મેળાપ તેને થતો નથી ત્યાંસુધી એ બધું થતું નથી યાને તેના મનના વિકારો અને જુસ્સાઓ નિકળી જતા નથી.

(૨૮૩)

**પુરાહિ સદ્ગુરૂ બિનાં, હિરદા શુધ્ધ ન હોય;**
**મનસા વાચા કર્મના, સુન લિજો સબ કોય.**

પણ હું આ એક વાત કહું છું તે તમો સર્વ કોઇ બરાબર યાદ રાખજો. જેનો પોતાનો અભ્યાસ અધુરો રહેલો હોય તેવો કોઇ પણ સાધુ, સદ્ગુરૂ કહેવાય નહિં. જેનો અભ્યાસ પુરો થઇ રહેલો હોય તેજ સદ્ગુરૂ કહેવાય. તેવો પુરો જ્ઞાની ગુરૂ મળે ત્યારેજ મન, વાચા અને કાર્યો પવિત્ર થાય, યાને ત્યારેજ આપણા હાથે થતાં પાપો અટકે, જીભે થતાં પાપો અટકે, વિચારોએ થતાં પાપો અટકે, અને લાગણીઓએ થતાં પાપો અટકે.





## ગુરૂ વિષે.—સદ્‌ગુરૂ મહિમા.

(૨૮૪)

ગુરૂ બિન જ્ઞાન ન ઉપજે, ગુરૂ બિન મિલે ન ભેવ;
ગુરૂ બિન સંશય ન મિટે, જય જય જય ગુરૂદેવ.

ગુરૂ વિના આપણી જીંદગીને લગતી ખરી વાતો ને ભૂત ભવિષ્યની વાતો સમજાતી નથી. ગુરૂ વિના એ વાતોને લગતા આપણા સંશયો મટતા નથી. ગુરૂ વિના આપણને પરોક્ષ જ્ઞાન થતું નથી; એટલે કે, ખુદાને લગતી શાસ્રમાં કહેલી વાતો સમજાતી નથી. અને ગુરૂ વિના આપણને અપરોક્ષ જ્ઞાન થતું નથી, માટે હમારી પ્રાર્થના છે, કે હે ગુરૂ દેવ તમારો જય થાવો, યાને જગતનું ભલું કરવાનાં જે જે કામો ધારીને સદ્‌ગુરૂઓ જગતમાં આવ્યા હોય ને આવે, તેઓનાં કામો હમેશાં વગર વિઘ્ને પાર પડયા કરજો!

(૨૮૫)

ગુરૂ બિન જ્ઞાન ન ઉપજે, ગુરૂ બિન મિલે ન મોક્ષ;
ગુરૂ બિન લખે ન સત્યકો, ગુરૂ બિન મિટે ન દોષ.

ગુરૂ વિના જ્ઞાન મળી શકતું નથી, અને ખુદાની મુલાકાત થઇ શકતી નથી. ગુરૂ વિના ફરી ફરીથી જન્મયા-મર્યા કરવાનું મટતું નથી. ગુરૂ વિના સાચી વાત સમજાતી નથી, અને ગુરૂ વિના આપણા દુર્ગુણો મટતા નથી.

(૨૮૬)

ગુરૂ નારાયણ રૂપ હય, ગુરૂ જ્ઞાન કો ઘાટ;
સદગુરૂ બચન પ્રતાપસેં, મનકે મિટે ઉચ્ચાટ.

નદીનો કાંઠો ઉંચો ને ઢોળાવ વગરનો હોય, ત્યારે પાયરીઓ બાંધવી પડે છે ને એ પાયરીઓવાળા ઘાટની મદદથી આપણે નદીનાં પાણીને મળીએ છીએ; ગુરૂ પણ જાણે એ ઘાટ જેવો ઘાટ છે, કેમકે આપણે તેની મદદથીજ ખુદાને મળી શકીએ છીએ. ગુરૂ ખુદાની મુલાકાત કરાવનારો છે, એટલુંજ નહિં, પણ ગુરૂ તેથી પણ ઘણો વધારે છે. કારણ કે જે પોતાની નિરાકાર હાલતે, આપણને પોહોંચાડવા માટે ગુરૂ, માણસનું રૂપ ધારણ કરીને આવેલો ખુદા પોતે છે. તું ગુરૂનું કહ્યું કર, ગુરૂનું કહ્યું કર. તેનાં કહેલાંમાં એવા ગુણ છે, કે તારા મનની સર્વ પ્રકારની મુઝવણો ભાંગી જઇ, મન સદાનું શાંત થઇ જશે.

(૨૮૭)

સદગુરૂકે મહિમા અનન્ત, જીને અનન્ત કિયા ઉપકાર;
અનન્ત લોચન ઉઘાડયા, અનન્ત દિખાવન હાર.

સદ્‌ગુરૂની મોટાઇની કાંઇ હદ નથી, સદ્‌ગુરૂના ઉપકારની કાંઇ હદ નથી. આપણી અંતર દ્રષ્ટિ સદ્‌ગુરૂ ઉઘાડી આપે, તેની જોવાની શક્તિની કાંઇ હદ નહિં; ને ખુદા સાથે આપણો મેળાપ કરાવી આપે; તેની રેહવાની જગાની કાંઇ હદ નહિ, અને તેના જીવવાના વખતની કાંઇ હદ નહિં એવો સદ્‌ગુરૂ છે.

(૨૮૮)

સદ્‌ગુરૂ સમાન કો નહિ, સપ્ત દ્વિપ નવ ખંડ;
તિન લોક ના પાઇયે, ઔર એકબિસ બ્રહમંડ.

સાત દ્વીપ ને નવ ખંડોમાં ફરી વળો, પાતાળ પૃથ્વી ને સ્વ-

ર્ગમાં ફરી વળો, ને એકવીસ બ્રહ્માંડોમાં પણ ફરી વળો; ને જુઓ કે ખુદાની મુલાકાત કરાવનાર ગુરૂના જેટલું આપણું ભલું કરનારો બીજો કોઇ એ બધાંમાં કોઇપણ સ્થળે છે? ના,' નથીજ.

( ૨૮૯ )

તિર્થમેં ફળ એક હય, સંત મિલે ફળ ચાર;
સદ્ગુરૂ મિલે અનેક ફળ, કહે કબીર બિચાર.

હું કબીર એમ માનું છું, કે કોઇ એક જાત્રા જઇએ, તેથી જેટલું પુણ્ય થાય, તે કરતાં ચોવડું પુણ્ય કોઇ સાધુ મળ્યાથી થાય ને તેનાથી અત્યંત વધુ પુણ્ય ખુદાની મુલાકાત કરાવે એવો ગુરૂ મળ્યાથી થાય.

( ૨૯૦ )

હરિ કૃપા તબ જાનીયે, દે માનવ અવતાર;
ગુરૂ કૃપા તબ જાનીયે, જબ છોડાવે સંસાર.

ખુદા મેહેરબાન થાય, તો ૮૩,૯૯,૯૯૯ જાતના જીવોના અવતારો ઉપરથી ચઢાવીને આપણને માણસ જાત તરીકેનો ચોર્યાસી લાખમો અવતાર આપે. પણ સદ્ગુરૂ મેહેરબાન થાય તો તે આપણે માટે એ માણસાઇ અવતારને પણ નહિ ખમાય એવો દુખીયારો ગણે, ને એમાંથી છોડવીને ખુદ ખુદાઇ હાલતે પોહોંચાડે.

( ૨૯૧ )

જાકે શીર ગુરૂ જ્ઞાની હોય, સોહિ તરત ભવ માંહે;
ગુરૂ બિન જાનો જન્તકો, કબૂ મુક્તિ સુખ નાહે.

ખુદાની મુલાકાત કરાવી શકે એવા ગુરૂ જેને માથે હોય, તેનાં જન્મ મરણનો છેડો જલદીથી આવી જાય છે. જન્મ મરણમાંથી છુટવાનું સુખ, ગુરૂ વગર માણસને કદી મળેજ નહિ, એમ તમે નક્કી જાણજો.

( ૨૯૨ )

**સદ્ગુરૂ કે ભુજ દોઇ હય, ગોવિંદકે ભુજ ચાર;**
**ગોવિંદસે સબ કછુ સરે, પર ગુરૂ ઉતારે પાર.**

ખુદા, પુરૂષરૂપે ચાર હાથવાળા શ્રી વિષ્ણુ થયા છે, અને માણસ જે જે માંગે, તે તે તેઓ એ ચાર હાથે આપી શકે છે. પણ સદ્ગુરૂને બિચારાને તો બેજ હાથ છે, તે તારી સર્વ કામનાઓ યાને ઇંદ્રિઓથી ભોગવાતી મજાહો પુરી પાડી શકતો નથી, પણ મુક્તિ આપવાનું એકજ કામ જે તે કરી શકે છે, તે સર્વ કામનાઓ કરતાં પણ વધુ મોટું છે.

( ૨૯૩ )

**સદ્ગુરૂ સત્ કા શબ્દ હય, જીને સત્ દિયા બતાય;**
**જો સત્ કો પકડ રહે, તો સત હિ માંહે સમાય.**

સદ્ગુરૂ સતનું યાને ખુદાનું જાહેર થયલું બીજું નામ છે, સત્ (ખુદાને) બતાવી શકે છે, અને સત્ જે એકજ છે કે જે (સદ્ગુરૂજ) (ખુદા છે) તેને જે પકડી રાખે તે આખરે તે સતમાંજ સમાઇ જાય.

( ૨૯૪ )

**દેવી બડી ન દેવતા, સુરજ બડા ન ચંદ;**
**આદ અંત દોનો બડે, કે ગુરૂ કે ગોવંદ.**

દેવી કે દેવતા (નારી ફરેશ્તો કે નર ફરેશ્તા) કોઇ મોટા નથી, કે નથી ચંદ્ર કે સૂર્ય, તેઓ સઘળા ફાંની છે યાને તેઓનો એક વેળા નાશ છેજ. જે ખરા મોટા છે તે તો ગુરૂ અને ગોવિંદ (ખુદા) એ બે છે, કારણ કે તેઓ શરૂઆતથી તે છેડા તલક રેહનારા છે.

( ૨૯૫ )

હરિ રૂઠે ગત એક હય, ગુરૂ શરણાગત જાય;
ગુરૂ રૂઠે ગત એકો નહિ, હરિ ન હોય સહાય.

ખુદાનો કોપ થાય, તોપણ આશરો લેવાની એક જગ્યા બાકી રહે છે, તે એ છે કે ગુરૂને શરણે જવું, જે ગુરૂ આપણાં દુઃખ મટાડે. પણ ગુરૂનો કોપ થયો, તો આપણે માટે આશરો લેવાની એકે જગા બાકી રહેતી નથી, કારણ ખુદા આપણને મદદ કરતો નથી.

( ૨૯૬ )

ગુરૂ ગોવિંદ દોનો ખડે, કિસકે લાગું પાય;
બલિહારી આ ગુરૂકી, જીને ગોવિંદ દિયા બતાય.

કબીર કહે છે કે, મારી પાસે મારો ગુરૂ અને ખુદા એ બે ઉભા હોય, તો હું કોણને પગે લાગું? હું તો મારા ગુરૂનેજ પગે લાગીશ, કારણ કે ગુરૂનીજ કૃપાથી મને ખુદા મળ્યા.

( ૨૯૭ )

પૂંજા ગુરૂકી કિજીયે, સબ પૂંજા જેહી માંહે;
જબલગ સિંચે મુખ તરૂ, સાખા પત્ર અઘાય.

તું ગુરૂનીજ પૂજા કર; કેમકે તેમાં સર્વ પૂજા આવી જાય છે. જેમ ઝાડનાં મૂળને પાણી પાવાથી, તેનાં ડાંખળી, પાંદડાં વગેરે પોષાય છે, તેમ ગુરૂની પૂજા કરવાથી, સર્વ દેવતાઓની પૂજા થઇ ગયલી ગણાય છે.

( ૨૯૮ )

સદ્દગુરૂકા એક દેશ હય, જો બસી જાને કોય;
કઉવા તે હંસ હોત હય, જાન વરણ કુલ ખોય.

જે કોઇ સદ્દગુરૂનો થઇને રહી જાણે, તે કાગડા જેવો નીચ

હોય તો પણ બદલાઇને હુંશ જેવો ઉંચ થાય. ચારમાંની જે વર્ણમાં તે જનમ્યો હોય, તે વર્ણથી તેનામાં ઉપજેલા તેના સર્વ દુર્ગુણો મટી જાય; જે જાતમાં તે જનમ્યો હોય, તે જાતથી તેનામાં ઉપજેલા તેના સર્વ દુર્ગુણો મટી જાય; અને જે કુળમાં તે જનમ્યો હોય તે કુળથી તેનામાં ઉપજેલા સર્વ દુર્ગુણો મટી જાય.

( ૨૯૯ )

સબ કછુ ગુરૂ પાસ હય, પાઇયે અપને ભાગ;
સેવક મન સોંપી રહે, નિશદિન ચરણે લાગ.

તું જે માંગે તે ગુરૂ આપી શકે તેવું છે; માટે તારાં નસીબમાં જેટલું હોય તેટલું તેની પાસેથી મેળવી લે. તારૂં મન ગુરૂના મનથી જુદું અને સ્વતંત્ર રાખ; ગુરૂ જે ચાહે તેજ તારૂં ચાહ્યું પણ હોય તેમ કર; અને રાત દહાડો તેને પગે લાગ્યા કર.

( ૩૦૦ )

ગુરૂ ગુંગા ગુરૂ બાવરા, ગુરૂ દેવનકા દેવ;
જો તું શિષ્ય શ્યાનાં, તો કર ગુરૂકી સેવ.

ગુરૂ મુંગો હોય કે બોલતો હોય, ચટપટીયો હોય કે ધીરો હોય, મીસકીન હોય કે મોટાઓમાં મોટો હોય, ને ગુરૂ કાંઇ પણ અનુકુલ કે ભિનઅનુકુળ સ્થિતિમાં હોય, તે બહારની સ્થિતિ ઉપર તારે નજર રાખવીજ નહિં; તું જો ડાહ્યો ચેલો હોય, તો ગુરૂ ગમે તેવી બાહેરની ભિનઅનુકુળ સ્થિતિમાં હોય, તો પણ તેની સેવા સારી રીતે કરજે.

( ૩૦૧ )

શબ્દ બિચારી જો ચલે, ગુરૂ મુખ હોય નેહાલ;
કામ ક્રોધ બ્યાપે નહિ, કબ ન ગ્રાસે કાલ.

ગુરૂનાં મુખમાંથી જે શબ્દ (શિક્ષણ તરીકે) મળ્યો હોય તે પ્રમાણે

વિચાર કરીને જે કોઇ ચાલે, તે પાર પડી જાય, તેને કામ એટલે ઇંદ્રિઓના વિષયો ભોગવવાની ઇચ્છાઓ, ક્રોધ ઇત્યાદી જુસ્સાઓ ઉપજે નહિં, અને દેહ છોડતી વેળા તેને જમ લઇ જાયજ નહિં.

(૩૦૨)

ગુરૂ મહિમા ગાવત સદા, મન અતી રાખી મોદ;
સો ભવ ફિર આવે નહિ, બેઠ પ્રભૂકી ગોદ.

મનમાં ઘણું હેત રાખીને જે કોઇ પોતાના ગુરૂનાં ગુણ હંમેશાં ગાયા કરે, તેને પુનર્જન્મ નથી. તે ખુદાની પાસે હંમેશાં રેહેશે.

(૩૦૩)

સંશય ખાયા સકળ જુગ, સંશય કોઇ ન ખાય;
જે બેધ્યા ગુરૂ અક્ષરા, સંશય ચુંન ચુંન ખાય.

સંશયો સદાકાળ સર્વ કોઇને આગળ વધતાં અટકાવે છે ને તેઓને કોઇ મારી શકતું નથી. પણ ગુરૂએ આપેલું મંત્ર જેણે જપી જપીને સિદ્ધ કીધું હોય, તેને કોઇ સંશય રેહતા નથી.

(૩૦૪)

પુરા સદ્‌ગુરૂ સેવતાં, અંતર પ્રગટે આપ;
મનસા બાચા કર્મણા, મિટે જનમ કે તાપ.

પુરા સદ્‌ગુરૂની સેવા કરતાં કરતાં તારાં અંતરમાં ખુદા પ્રગટ થઇ જશે, અને તારા વિચાર, વાચા, ને કાર્યોથી થયેલાં જન્મો જન્મનાં પાપો ને દુઃખો મટી જશે.

(૩૦૫)

ગુરૂ ગોવિંદ એક હય, દુજા હય આંકાર;
આપા મેટ જીવત મરે, તબ પાવે દિદાર.

ગુરૂ, ખુદા એકજ છે. ગુરૂની ભક્તિ કરવી તે ખુદાનીજ ભક્તિ

કીધી ગણાય, પ્રણવ જપવો, દેહ ભાંન ખોવું, ને જીવતાં જીવત મરવું, એટલું કરીએ ત્યારે ખુદા દેખાય છે.

( ૩૦૬ )

જમ દ્વારે જમદૂત મિલે, કરતે ખેંચાં તાંન;
ઉનસે કબુ ન છુટતે, ફિરતે ચારો ખાંન.

અગાઉ જ્યારે જ્યારે તું મરવા પડતો હતો, ત્યારે ત્યારે તને જમના દુતો લેવા આવતા હતા, અને ખેંચી તાણીને લઇ જતા હતા, ને તેઓનાં હાથમાંથી તું છુટી શકતો નહિં હતો. તેઓ તને પકડી લઇ જતા હતા ને પછી કોઇ વાર તું માણુસ થઇને પાછો જનમતો હતો ને કોઇ વાર કોઇ પશુ પક્ષી થઇ જતો હતો, ને વળી કોઇ વાર તો તું કોઇ વનસ્પતી પેરે અવતરતો હતો, ને કોઇ વાર તો તું કોઇ ધાતુ રૂપ પકડીને પાછો આ જેહાંનમાં આવતો હતો. એમ આ જન્મની અગાઉના જન્મોમાં આ ચાર જાતની દેહોમાં તું ભટક્યા કરતો હતો.

( ૩૦૭ )

ચાર ખાંનમે ભરમતે, કબૂ ન લેતે પાર;
સો તોકો ફેરા મિટા, સદ્દગુરૂકા ઉપકાર.

ચાર જાતની દેહોમાં તું ભટક્યા કરતો હતો, ને તારાં ભટકવાનો કાંઇ છેડો દેખાતો નહિ હતો. પણ હવે તારૂં ભટકવાનું ગયું છે, સદ્દગુરૂએ તને પુનરજન્મમાંથી ઉગાર્યો છે, ને એ તેનો તારા ઉપર મોટો ઉપકાર થયો છે.

( ૩૦૮ )

જ્ઞાન પ્રકાશી ગુરૂ મિલા, સો બિસર મત જાય;
જબ ગોવિંદ કૃપા કરી, તબ ગુરૂ મિલ્યા આય.

જ્યારે ખુદાએ તારી ઉપર (બક્ષેશ) મેહેરબાની કીધી ત્યારે

તને ગુરૂ આવી મળ્યા, અને ગુરૂ મળવાથીજ તને જ્ઞાન મળ્યું તે તું વિસરી જતો નહિં યાને તને જ્ઞાન મળ્યું ત્યારે અહંકાર કરી જ્ઞાન આપનાર (ગુરૂ) ને ભુલી જતો ના.

( ૩૦૯ )

ભલા ભયા જો ગુરૂ મિલા. તીન તેં પાયા જ્ઞાન;
ઘટ હિ ભિત્તર ચૌતરા, ઔર ઘટ માંહિ દીવાંન.

કબીર કહે છે ઘણું સારૂં થયું કે મને ગુરૂ મળ્યા, કે તેઓથી મને જ્ઞાન મળ્યું, અને તે જ્ઞાનથી મેં જોયું કે આ શરીરમાંજ ચોતરો છે અને ખુદાનું દિવાનખાનું છે ને ખુદા આ શરીરમાંજ રહેલા છે.

( ૩૧૦ )

હોંશ ન રાખું મનમેં, ગુરૂ હય પ્રત્યક્ષ દેવ;
પ્રેમ સાથ મન લે મિલું, નિશદિન કરૂં સેવ.

કબીર કહે છે કે, મારી સામે ખુદા જેવો મારો ગુરૂ છે એટલે હું દુનિયાંની બીજી કશી ચીજની હોંશ રાખતો નથી, મને ગુરૂ મળ્યા એટલે આખી જેહાંન મળી ગઇ, માટે હું તો પ્રેમપૂર્વક મારાં મનને તેઓ સાથ એકત્ર કરી રાત ને દિવસ તેમની સેવા કર્યા કરૂં છું.

( ૩૧૧ )

ગુરૂ સેવા જન બંદગી, હરિ સુમરન બૈરાગ;
એ ચારો જબ મિલે, પુરન હોવે ભાગ.

ગુરૂ સેવા, લોકહિત યાને પરોપકાર કરવો, ખુદાનાં નામની જપ કર્યા કરવી, અને વૈરાગ આવવો એટલે કે ઇંદ્રિઓનાં વિષયો ભોગવવાંની ઇચ્છાઓ અને વિચારોનું મનમાંથી જતું રહેવું, બલકે તેઓ ખોટાં છે એવો અભાવ થવો, એ બધું માણુસ જ્યારે પુરો ભાગ્યશાળી થાય, ત્યારેજ થઇ શકે છે.

( ૩૧૨ )

ગુરૂ લાગા તબ જાનીયે, મિટે મોહ તન તાપ;
હરખ શોક દાજે નહિ, તબ હર આપો આપ.

ઇંદ્રિઓને ગમતી ચીજો ઉપર ઝીપલાવવાની ટેવ જતી રહે, ત્યારે ગુરૂની ભેટ થઇ છે એમ સમજવું; અને જ્યારે હરખ અને શોક બન્ને ચાલ્યાં જાય, એટલે કે સુખ અને દુઃખ બન્ને વેળાએ તારૂં મન એકજ સ્થિતિમાં રહી શાંત થાય ત્યારે તને પોતાની મેળે ખુદાની મુલાકાત થઇ જશે અથવા તું પોતે ખુદારૂપ થઇ જશે.

( ૩૧૩ )

કાન ફુકા ગુરૂ હદકા, બેહદકા ગુરૂ નાહિં;
બેહદકા સદ્‌ગુરૂ હય, સોંચ કરો મન માંહિં.

ચેલાને કાન આગળ આવીને ધીમેથી કોઇ એક મંત્ર જે ગુરૂ શિખવે છે, તે આકારવાળા ખુદાની મુલાકાત કરાવનારો ગુરૂ છે, તે નિરાકાર ખુદાની મુલાકાત કરાવી શકતો નથી, ને તે સદ્‌ગુરૂ કેહેવાય નહીં; જે સદ્‌ગુરૂ કેહેવાય તે તો નિરાકાર ખુદાનીજ મુલાકાત કરાવે એવું સર્વેએ યાદ રાખવું.

( ૩૧૪ )

ગુરૂ લોભી શિષ્ય લાલચી, દોનો ખેલે દાવ;
દોનો બુડે બાપડે, બેઠ પથ્થરકી નાવ.

ગુરૂ અયોગ્ય ને શિષ્ય અયોગ્ય; ગુરૂ પૈસાનો લોભી ને શિષ્ય ખુદાનો લોભી. પછી બન્ને એક બીજાને ભોળવવા જાય, તે જાણે પથ્થરની હોડીમાં બેઠા હોય ને ડુબી જાય, તેમ નાશ પામી જાય.

(૩૧૫)

જાકા ગુરૂ હય લાલચી, દયા નહિ શિષ્ય માંહિ;
ઓ દોનેકુ ભેજીયે, ઉજ્જડ કુવા માંહિ.

ગુરૂ પૈસાનો લોભી હોય, ને શિષ્ય, જીવો ઉપર દયા રાખનારો નહિં હોય, તો ખુદાની મુલાકાતની આશાજ નહિ. એવા બન્ને અયોગ્ય ગુરૂ ચેલાને કોઇ ઉજ્જડ જગ્યામાં આવેલા કુવામાં નાંખો, કે જ્યાં તેઓને કોઇ બહાર કહાડનારો માણસ પણ મળે નહિ.

(૩૧૬)

ગુરૂ ગુરૂ સબ કહા કરો, ગુરૂહિ ગુરમે ભાવ;
સો ગુરૂ કાહે કિજીયે, જો નહિ બતાવે દાવ?

અરે લોકો! તમે જેઓને "ગુરૂ ગુરૂ" કરીને કહો છો, તેઓનું મન તો દુનિયાંની મોજ–મજાહમાં લાગેલું હોય છે, તેઓને કાંઇ ખુદાની મુલાકાત કરાવતાં આવડતી નથી; ત્યારે એવા ગુરૂ શા માટે કરો છો?

(૩૧૭)

બંધે સો બંધે મિલા, છુટે કોન ઉપાય,
સંગત કરીએ નિર્બંધકી, પળમે દિયે છુટાય.

જેવો તું કર્મનાં બંધનથી બંધાઇ ગયો છે, તેવોજ બંધાયલો ગુરૂ મળ્યો, તો પછી તારો છુટવાનો શું ઉપાય? તું એવાની સંગત કર યાને એવો ગુરૂ કર કે જે તને તત્કાળ છોડવી દે.

(૩૧૮)

પુરાહિ સદ્દગુરૂ ના મિલા, રહા અધુરા શિખ;
સ્વાંગ જતિકા પેહેરકે, ઘર ઘર માંગે ભિખ.

પુરો પાકો ગુરૂ નહિં મળ્યો ને ચેલો અધુરો રહયો તેથીજ તે જોગી સન્યાસીનો વેશ લઇને ઘરેઘર ભીખ માંગે છે.

( ૩૧૯ )

સદ્‌ગુરૂ ઐસા કિજીયે, તત્‌ દિખાવે સાર;
પાર ઉતારે પલકમે, દર્પન દે દાતાર.

માટે તું ગુરૂ એવો કર કે જે તરતજ ખુદાને બતાવી દે, અને એક ઘડીમાં તને પાર ઉતારે, જાણે કે તેણે તને આરસી આપી અને તેં તેમાં ખુદાને જોયો.

( ૩૨૦ )

કબીર! ગુરૂ ગરવા મિલા, રલ ગયા આટા લોન;
જાત પાત કુલ મિટ ગઇ, તબ નામ ધરેંગે કોન!

મને ગુરૂ એવા અસીલ મળ્યા, કે મને ખાવા, પીવાનું આઇતું મળ્યું; અને તેવણુને લીધે મારી જાત ભાત ને કુટુંબ કબીલાને લગતી નિશાનીઓ જતી રહી; તેથી મારી નીંદા કરનારો કોઇ રહ્યો નથી.

( ૩૨૧ )

સદ્‌ગુરૂ સાચા સુરવા, જ્યું તાતે લોહ લુવાર;
કસની દે નિર્મળ કિયા, તાપ લિયા તતસાર.

મારા સદ્‌ગુરૂ એવા તો શુરા ને શક્તિવાન છે, કે જેમ લુહાર લોખંડને તપાવે છે, તેમ મને તેઓએ કસીને ચોખ્ખો કરી નાખ્યો છે, અને મારાં દુઃખોને જડ મૂળથી કાઢી નાંખ્યાં છે.

( ૩૨૨ )

સદ્‌ગુરૂ હમસે રીઝ કર, એક કહા પ્રસંગ;
બાદલ બહા પ્રેમકા, ભીજ ગયા સબ અંગ.

મારાથી ખુશી થઇને મારા ગુરૂએ મને એકવાર એવું શિક્ષણ આપ્યું કે જેથી ખુદાનાં પ્રેમનું વાદળજ મારી ઉપર વરસી રહ્યું,

અને મારૂં આખું અંગ ભીજવાઇ ગયું યાને મારી ઉપર ખુદાની મેહેર ઉતરી.

( ૩૨૩ )

બલિહારી ગુરૂ આપકી, પલ પલમે કંઇ બાર;
પશુ ફેટ હરિજન કિયે, કરત ન લાગી વાર.

ઓ ગુરૂ, તમારી બલીહારી છે, તમારી મોટાઇની કાંઇ હદ નથી, કે એક પળમાં કંઇએક વખત પશુ જેવા સ્વભાવનાં માણસોને તમોએ ભગત કરી નાખ્યા અને તેમ કરવાને તમને કાંઇ વખત લાગ્યો નહિં.

( ૩૨૪ )

ગુરૂ પુંજાવે સંતકો, સંત કહે ગુરૂ પુંજ;
આમન સામન પુંજતાં, પડી અગમકી સુંજ.

ગુરૂનું કેહેવું એ છે કે, તું સાધુસંતને પુંજ અને સંતો કહે છે, કે તું ગુરૂની સેવા કર, એમ આમન સામન પૂજતાં, ખુદા જે સર્વથી સમજી શકાતો નથી, તે ( કબીર કહે છે કે ) મને દેખાતો થઇ ગયો માટે તું સત્ સંગત કર.





## સત્‌સંગ વિષે.

( ૩૨૫ )

**કબીર કહે સો દિન બડા, જા દિન સાધ મિલાપ;**
**અંખ ભર ભર ભેટીયે, પાપ શરીરા જાય.**

કબીર કહે છે કે જે દિવસે તને કોઇ સાધુસંતનાં દર્શન થાય અથવા મુલાકાત થાય, તે દિવસને તારો ભાગ્યશાળી યાને મોટો દિવસ ગણજે, અને તેને આંખ ભરી ભરીને મળજે, કારણકે તેથી તારાં (શરીરના) પાપો ધોવાઇ જશે.

( ૩૨૬ )

**સાધ મિલે સાહેબ મિલે, અંતર રહી ના રેખ;**
**મનસા બાચા કર્મણા, સાધુ સાહેબ એક.**

સાધુ પુરૂષ મળ્યા તો ખુદાજ મળ્યા બરાબર છે, કારણકે ખુદા ને સાધુમાં કંઇ પણ ફરક હોતો નથી. મનથી, વાણીથી, અને કાર્યથી સાધુ પુરૂષો, ખુદા સાથે મળી ગયલાજ હોય છે; જે ઇશ્વરની મરજી હોય તેજ મરજી સાધુઓની હોય છે, યાને કુળ જગતની પેદાયશને સુખ આપવાનું કામ તેઓ કરે છે જેથી તેઓ ખુદા સાથે એક થઇ ગયલા હોય છે.

( ૩૨૭ )

**સંત સમાગમ પરમસુખ, આંન અલ્પ સુખ કછુ ઓર;**
**માન સરોવર હંસ હય, બગલા ઠોરે ઠોર.**

એવા સાધુ પુરૂષનાં સમાગમથી પરમસુખ યાને સર્વથી ઉત્તમ

સુખ મળે છે, જે સુખની પાસે, બીજાં દુનિયવી સુખો કંઇ બિસાદમાં નથી; દાખલા તરીકે ખરો હંશ પક્ષી માન સરોવરમાંજ મળે છે, બાકી દરેક ઠેકાણે દેખાય છે તે તો બગલા (પક્ષીઓ) જ હોય છે, તેમ સૌથી ઉંચ પ્રકારનું સુખ સત્સંગમાંજ મળે છે.

( ૩૨૮ )

ચંદન જૈસા સંત હય, સર્પ જૈસા સંસાર;
અંગહિસે લપટા રહે, પર છાંડે નહિ બિકાર.

સાધુપુરૂષો સુખડનાં ઝાડ જેવા છે, અને આ સંસાર એક સર્પ સમાન છે; સર્પને જ્યારે પોતાનાં ઝેહેરની અગન ઘણીજ બળે છે, ત્યારે તે સુખડનાં ઝાડ સાથે લપટાઇને બેસે છે, જેથી તેને થોડીક ઠંડક મળે છે, તેમ માણસને આ સંસારની લાગેલી આગ યાને માયાનું ખેંચતાંણ જ્યારે કોઇ સાધુસંતની પાસે તે બેસે છે, ત્યારે તેટલો વાર ઓછું થાય છે, તેથી સાધુ પુરૂષોને સુખડનાં ઝાડ જેવા ઠંડક આપનાર કહ્યા છે, અને સંસારને સર્પ જેવો ઝેહુરી કહ્યો છે.

( ૩૨૯ )

સંત મિલે સુખ ઉપજે, દુષ્ટ મિલે દુઃખ હોય;
સેવા કિજે સંતકી, તો જનમ્ કૃતાર્થ સોય.

સાધુપુરૂષોને મળવાથી સુખ ઉપજે છે, અને દુષ્ટ માણસોની સંગત કરવાથી દુખ ઉત્પન્ન થાય છે, માટે હું કબીર કહું છું કે, તું સાધુ પુરૂષોનીજ સંગત કર, જેથી તારા જન્મનું સાર્થક થશે.

( ૩૩૦ )

મિઠી વેહેરી સંતકી, જામેં શીર અપાર;
હરિ રસ જહાં ખુટે નહિ, પિવે વારમવાર.

સંત પુરૂષ એક એવો મિઠો કુવો છે કે જેમાં પાર વિનાનું દુધ ભરેલું હોય છે, અને તેમાં હરિરસ એટલો તો ભરપૂર છે કે ગમે

એટલો પીવા છતાં તે કદી પણ ખુટતો નથી. અર્થાત–સાધુપુરૂષોએ પોતાની જીંદગી સત્યને માર્ગે દોરવી, ખુદાઇ જ્ઞાન મેળવ્યું હોય છે, જેથી તેઓ આપણા પોતા વિષે, કુળ જગત વિષે અને ખુદા વિષે સમજાવી આપણાં મનનું સમાધાન કરી શકે છે.

( ૩૩૧ )

હરિજન આવત દેખકે, ઉઠકે મિલિયે ધાય;
ન જાનું ઇસ વેશમે, નારાયણ મિલ જાય.

એવા હરિજન એટલે જેનું દિલ ખુદાપર લાગેલું હોય તેવા પુરૂષને આવતાં જોઇને, તું તુરત ઉઠીને દોડતો કે જઇને તેને ભેટજે; કારણ કે આપણે જાણતા નથી કે ખુદા આપણને કયા વેશમાં મળશે અને તે સાધુપુરૂષના વેશમાં કદાચ ખુદાજ કાં નહિં હોય?

( ૩૩૨ )

હરિજન મિલે તો હરિ મિલે, મન પાય બિશ્વાસ;
હરિજન હરિકા રૂપ હય, જ્યું ફુલનમે બાસ.

હરિજન મળ્યા તો ખુદાજ મળ્યા બરાબર છે, ને ત્યારેજ માણસનાં મનનું સમાધાન થાય છે; જેમ ફૂલમાં સુગંધ છુપાઇને રહેલી છે, અને ફૂળ માત્ર તે સુગંધને રાખનારો આકાર છે, તેમ હરિજન ખુદાને રાખનારો એક આકાર છે, એટલે માણસરૂપે તે ખુદાજ છે.

( ૩૩૩ )

સંત મિલે તબ હરિ મિલે, કહિયે આદ ઓર અંત;
જો સંતનકો પર હરે, સો સદા તજે ભગવંત.

એવો સંત પુરૂષ મળે ત્યારે ખુદાજ મળ્યા, એમ જાણીને તેની આગળ તારી આદીથી તે અંત સુધીની વાતો કરજે, કે તે તારી મુશકેળીઓ ટાળવાનો રસ્તો દેખાડે! પણ જો તું સાધુપુરૂષથી દુર

રહેશે તો ખુદાથી તું હંમેશાં દુર રેહવાનો! કારણ સાધુને તજ્યો તે ખુદાને તજ્યા બરાબર છે.

( ૩૩૪ )

દર્શન પરસન સંતકા, કરતન કિજે કાંન;
જ્યું ઉદ્યમ ત્યું લાભ હુયે, જ્યું આળસ ત્યું હાન.

સાધુ સંતનાં દર્શન અને આગતા સ્વાગતા કરવાને તું હંમેશાં તત્પર રહેજે; કારણ કે તેમાં તું જેટલો ઉમંગ અને શ્રમ લેશે, એટલો લાભ તને થશે; પણ એથી ઉલટું, તે કરવામાં જેટલી આળસ કરશે તેટલું નુકશાન તને થશે.

( ૩૩૫ )

એક ઘડી આધી ઘડી, આધી ઉનમેં આધ;
સંગત કરિયે સંતકી, તો કટે કોટ અપરાધ.

દરરોજ એક પળ કે અરધી પળ અથવા પળનો થોડોક ભાગ પણ જો સત્સંગમાં જાય તો તારા કરોડો કર્મો યાને પાપો થતાં અટકશે.

આ કહેવું પહેલી નજરે જોનારને કદાચ અજાયબ જેવું લાગશે, કે માત્ર એક પળવારની સત્સંગથી એટલાં બધાં પાપો તે કેમ નાશ થતાં હશે? પણ આજની પશ્ચિમ તરફની વૈદક વિદ્યાએ અનુમાન કીધું છે કે, માણસનું શરીર તેમજ બીજી બધી ચીજો, જાનવર, ઝાડપાન, ખનિજ વગેરે પોતામાંથી દરેક પળે ઝીણી રજકણો બાહેર ફેંકે છે ને સામે બીજી રજકણો પોતામાં લે છે અને એવી રીતે ચાલુ થતું રહી, દર સાત વરશે માણસનું શરીર તદન નવાંજ રજકણોનું બને છે. વળી સાયન્સની બીજી શોધો યાને "સાઇકોલોજી" એવું કહે છે માણસનું મન એક બીજા ઉપર અસર ઉપજાવે છે, પણ ગુપ્ત વિદ્યા તો એથી આગળ વધીને એમ કહે છે કે માણસિક શરીરનાં રજકણો બીજાં માણસિક શરીરમાં પણ જાય છે.

આ ઉપરથી કબીરજીનું કહેવું કાંઇક સમજી શકાય છે કે નેક માણસનાં સમાગમમાં આવ્યાથી આપણું ખાકી શરીર પવિત્ર થાય છે, એટલુંજ નહિં પણ આપણું ઈચ્છા શરીર, તેમજ માનસિક શરીર પણ પવિત્ર બનવા માંડે છે, અને એવી રીતે જો ચાલુ સમાગમ રહે તો માણસ પૂર્ણ પવિત્ર થઇ જાય. સોક્રેતીસ જે પ્લેટોનો ચેલો હતો, તે ટેકો આપી કહે છે કે

"Master ! believe me, when I say, that I made some progress when I was near you; when I was in the same house with you, I made a greater progress, but when I sat near you and touched you, I made the greatest efficiency."

( ૩૩૬ )

સાધુ નદી જલ પ્રેમરસ, તહાં પછાડો અંગ;
કહે કબીર નિર્મળ ભયેં, સાધુ જનકે સંગ.

સાધુ પુરૂષ એક નદી જેવો છે, જેનું પાણી, તે ખોદાનો પ્રેમરસ છે, તે પાણીમાં તારૂં અંગ ધો, એટલે તું પવિત્ર થશે.

( ૩૩૭ )

જા પલ દર્શન સંતકા, તા પલકિ બલિહાર;
સતનામ રસના બસેં, લિજૈ જન્મ સુધાર.

જે પળે તને સંતપુરૂષનાં દર્શન થાય તે પળને, તારી ભાગ્યવંત પળ લેખજે; કારણ કે તે વખતે, તારી જીભ ઉપર ખુદાનું નામ આવશે અને તેથી તારો જન્મ સુધરી જશે.

( ૩૩૮ )

દર્શન કરના સંતકા, દિનમેં કૈઇક બાર;
ચોમાસાકા મેઘ જ્યું, બહોત કરે ઉપકાર.

સાધુસંતનાં દર્શન, દિવસોમાં ગમે એટલીવાર તારેથી બને તેટલીવાર કર્યા કર; કારણ કે જેમ ચોમાસાનો વરસાદ, પાણી લાવી

જમીનમાં અન્ન વનસપતિ ફૂળ ફળાદી ઉગાડી, આપણી ઉપર અતિ ઉપકાર કરે છે, તેમ સાધુ પુરૂષો આપણુને (ખુદાનો) રસ્તો દેખડાવે છે, એટલે તેઓ મોટા ઉપકાર કરનારા ગણાય છે.

( ૩૩૯ )

જીવન જોબન રાજમદ, અવિચલ રહા ન કોય;
જા દિન જાય સતસંગમેં, જીવનકા ફલ સોય.

આપણી જીંદગી, જુવાની, અને મોટાઇ (રાજા તરીકેની, યા કોઇ મોટા માણુસ તરીકેની બાહેરની મોટાઇ) એ સઘળાં હંમેશાં રેહવાનાં નથી, પણુ જે દિવસ સત્સંગમાં જાય, અને તેનો લાભ આપણુને મળે, તે દિવસજ આપણો ખરો જીવેલો પ્રમાણુ છે, યાને તે મતા આપણી હંમેશની થઇ રહેશે.

( ૩૪૦ )

રામ મિલનકે કારને, મોં મન ખડા ઉદાસ;
સત સંગતમેં શોધ લે, રામ ઉનોકે પાસ.

કબીર કહે છે કેઃ—ખુદાને મળવાને માટે મારૂં મન ઉદાસ રહેતું હતું, પણુ મેં સત્સંગ કીધો, ત્યારે મને ખુદા મળ્યા, માટે તું ખુદાને શોધવા માંગતો હોય તો સત્સંગ કર.

( ૩૪૧ )

પરબત પરબત મેં ફિરા, કારન અપને રામ;
રામ સરિખા જન મિલા, તિને સરિયા કામ.

ખુદાને શોધવાને હું પહાડે પહાડ ફર્યો, ને બધે રખડયો, પણુ જ્યારે મને ખોદાને પિછાણુનારો સાધુ પુરૂષ મળ્યો, ત્યારેજ મને તેનો ભેદ માલમ પડયો, ને ત્યારેજ મારૂં કામ સફળ થયું ને મને ખુદા મળ્યો.

( ૩૪૨ )

કરિયે નિત સત સંગકુ, બાધા સકલ મિટાય;
એસા અવસર ના મિલા, દુર્લભ નર તન પાય.

માટે તું નિત્ય સત્સંગ કર્યા કર, કે સાધુપુરૂષો તારાં બધાં બંધણો દુર કરવાનો રસ્તો દેખાડશે. જેમ મનુષ્ય જાતિનાં અવતારમાં નરનો દેહ ઘણો ઉત્તમ, પણ મળવો કઠણ હોય છે, તેમ સાધુપુરૂષની સંગત પણ મળવી કઠણ હોય છે; તેથી તું સાધુસંતને મળવાની તક શોધતો રહે.

( ૩૪૩ )

શરણે રાખો સાંઇયાં, પુરો મનકી આસ;
ઓર ન મેરે ચાહિયે, સંત મિલનકી પ્યાસ.

કબીરજી કહે છે કે, ઓ ખુદા, તું મને તારા આશરા હેઠળ રાખ, અને મને સાધુપુરૂષો મળ્યા કરતા રહે, જેથી મારાં મનની આશાઓ પૂરી પડે, એ સિવાય બીજું કાંઇ હું માંગતો નથી.

( ૩૪૪ )

કલ્યુગમે એક નામ હય, દુજા સરૂપ હય સંત;
સાચે મનસે સેવિયે, તો મિટે કરમ અનંત.

આ કલિયુગમાં, કર્મનાં બંધણમાંથી છુટવાને માટે માત્ર બેજ રસ્તા છે, યાને બેજ સાંધન થઇ શકે તેવાં છે, બાકીનાં બધાં લગભગ અશકય છે. પહેલ્લું સાધન, નિરંતર નામ સ્મરણ; બીજું સાધન સાધુઓનો સંગ. પાકો ભરોસો રાખીને એ બે સાધન ચાલુ રાખીયે, તો ફરી ફરીને જન્મ-મરણ આપનારાં ગમે એટલાં કર્મ હશે, તો પણ તે બધાં મટી જશે.

( ૩૪૫ )

**મથુરા ભાવે દ્વારકા, ભાવે જા જગન્નાથ;**
**સત સંગત હરિ–ભક્તિ બિના, કછુ ન આવે હાથ.**

મથુરા જા, દ્વારકાં જા, યા તારી મરજી પડે તો જગન્નાથજીનાં મંદીરે જા, પણ જ્યાં સુધી તને સત્ સંગ થશે નહિ, અને તારાં હૈયામાં ખુદા વિષે ભક્તિભાવ ઉપજે નહિ ત્યાંસુધી તારૂં કાંઇ વળવાનું નથી, યાને સાર્થક થવાનું નથી.

( ૩૪૬ )

**સંત જહાં સુમરન સદા, આઠો પહોર અભૂલ;**
**ભર ભર પિવે રામરસ, પ્રેમ પિલાયા ફૂલ.**

જ્યાં સાધુ પુરૂષ છે ત્યાં ખુદાનું સ્મરણ ચાલુ હોય છે, દિવસનાં આઠ પોહોરમાં તે નામ જરાએ ભુલાતું નથી; ત્યાં ખુદાઈ રસ ભરપૂર પિવાય છે અને પ્રેમનું પ્યાલું ભરાયલુંજ રહે છે. અર્થાત—સાધુસંતની સંગતમાં રહેવાથી, સાધારણ માણસને ખુદા ઉપર ભક્તિભાવ ઉપજ્યા કરે છે.

( ૩૪૭ )

**ફુટા મન બદલાય દે, સાધુ બડે સોનાર.**
**તુટી હોવે રામસેં, ફેર સંધાવન હાર.**

જેમ સોનાર એ ભાંગેલી જણસને સાંધીને પાછી આખી કરે છે, તેમ જે માણસોનું મન ખોદાપરથી ઉઠી ગયું હોય, અને દુનિયાની ચીજો પરજ લાગેલું હોય, તેને સાધુ પુરૂષો પાછું ખોદા સાથે જોડીને એક કરી આપે છે, યાને માણસનાં નિચલાં ભાનનું ખોટારૂં દેખડાવી, તેને ઉંચ ભાંન તરફ લઇ જાય છે.

( ૩૪૮ )

ઇષ્ટ મિલે મન મિલે, મિલે સકળ રસ રીતી;
કહે કબીર તહાં જાઇએ, યેહ સંતનકી પ્રિતી.

મનને પસંદ પડતી ચીજો મળે, તો મન તેમાં લાગી જાય છે, અને મન લાગી ગયાથી, બધી બાબદોનો ભેદ મળી જાય છે; માટે હું કબીર કહું છું કે સાધુ પુરૂષો જે આપણાં મનને ખોદા પર લગાડનારા છે તેઓની પાસે તું જરૂર જજે.

( ૩૪૯ )

કથા કિરતન કરનકી, જાકે નિશદિન રીતી;
કહે કબીર વા દાસસોં, નિશ્ચય કીજે પ્રિતી.

જેઓ રાત ને દિવસ, ખુદાની વાતો, અને ભજનો કર્યા કરે, તેઓની પાસે તું જરૂર જજે, ને તેમની દોસ્તી કરજે.

( ૩૫૦ )

કથા કિરતન રાત દિન, જાકે ઉદ્યમ યેહ;
કહે કબીર તા સાધકે, ચરણ કમલકી ખેહ.

જેઓનો ધંધોજ એ, કે રાતને દિવસે માત્ર ખુદાની વાતો અને ભજનો કરવાં, તેવા સાધુ પુરૂષના કમળ ફૂલ જેવા પગોની રાખ પણ આપણને મળે તો સારૂં.

( ૩૫૧ )

કથા કિરતન છાંડકે, કરે જો ઓર ઉપાય;
કહે કબીર તા સાધકે, પાસ કોઇ મત જાય.

એથી ઉલટું, ખુદાની વાતો અને ભજન છોડીને જેઓ બીજું કાંઇ કરતા હોય, તેઓ ખરા સાધુ પુરૂષ નથી, માટે તેઓની પાસે કદી જવું નહિં.

( ૩૫૨ )

કામ કથા સુનિયે નહિ, સુનકે ઉપજે કામ;
કહે કબીર બિચારકે, બિસર જાય હરિ નામ.

ખુદાની વાતોને બદલે, ઇંદ્રિઓના ભોગ ભોગવવાની વાતો થયા કરે, તે તારે જરાએ સાંભળવી નહિં, કારણ કે તેથી તારા હવસો ને ગુસ્સાઓ ઉભરી આવશે, ને ખુદાનું નામ તું ભુલી જશે.

( ૩૫૩ )

કથા કિરતન સુનનકો, જો કોઇ કરે સ્નેહ;
કહે કબીર તા દાસકો, મુક્તિમેં નહિ સંદેહ.

ખોદાની વાતો ને કિર્તણ સાંભળવાને જેનું મન થાય, અને તે કરનારાઓની જે કોઇ દોસ્તી કરે, તો, હું કબીર કહું છું, કે તે માણુસને મુક્તિ મળે, એમાં જરાએ સંદેહ નથી.

( ૩૫૪ )

રાજ દ્વાર ન જાઇએ, જો કોટીક મિલેં હેમ;
સુપચ ભગતકે જાઇએ, એ બિષ્ણુકા નેમ.

ઘણુંએ સોનું યા જર જવાહેર મળતું હોય, તો પણ તું રાજ દરબારમાં ના જતો, પણ કોઇક ભોલા (ખુદાના) ભગત પાસે તું જરૂર જજે કારણ કે એ વિષ્ણુને મળવાનું ઠેકાણું છે, યાને ખુદાને મળવાનો એ એક માર્ગ છે.

( ૩૫૫ )

સંગત કિજે સાધકી, જ્યું ગાંધીકે પાસ,
ગાંધી કછું લે દે નહિ, તોઉ આવે વાસ સુવાસ.

ગાંધીને ત્યાં બેઠા હોઇએ, ત્યારે ગાંધી કાંઇ આપણુને આપતો નથી, છતાં તેની દુકાનમાંનાં અત્તરની વાસ આપણુને મળ્યા કરે છે.

તેમ સાધુપુરૂષો આપણને કાંઇ ચીજ કે પૈસો આપતા નથી, છતાં માત્ર તેમની પાસે બેસવાથી, તેમના નેક વિચારો, ને લાગણીઓ આપણામાં આવે છે, જેથી આપણને મોટો ફાયદો થાય છે.

( ૩૫૬ )

સંગત કિજે સાધકી, સાહેબ કિજે યાદ;
સુકૃતકિ વાહિ ઘડી, બાકી દિન બરબાદ.

માટે તું સાધુપુરૂષની સંગત કર, ને ખોદાને યાદ કર્યા કર; એ બે કાર્યમાં જે વખત પસાર થાય, તેજ ખરૂં શુભ કાર્ય કીધેલું કહેવાય, બાકી બીજાં બધાં કામોમાં ગયેલો વખત ફોકતજ છે.

( ૩૫૭ )

સંગત કિજે સંતકી, કદી ના નિર્ફળ હોય;
લોહા પારસ પરસતે, શોભી કંચન હોય.

સાધુસંતની સંગત કદીએ ફળ વિનાની હોતી નથી; જેમ લોઢાંને પારસના પથ્થર આગળ ધરતાં, તેનું શોભીતું સોનું થઇ જાય છે, તેમ સત્સંગ કરવાથી ગમે એવો મુંઢ માણસ હોય તે પણ સુધરી જઇ, નેક બને છે.

( ૩૫૮ )

સંગત કિજે સાધકી, કદી ના નિર્ફળ હોય;
ચંદન હોસી બાવલા, લીંબ કહે ના કોય.

સાધુ પુરૂષની સંગત કદીપણ નિરર્થક જવાની નથી; તું બાવલનાં ઝાડ જેવો કાંટાવાળો યાને દુર્ગુણી હશે, તોએ સુખડ જેવો સુવાસી યાને નેક બની જશે, અને તને કોઇ લિંબનાં ઝાડ જેવો કડવો કહેશે નહિ.

( ૩૫૯ )

સંગત કિજે સંતકી, હરે સબકી વ્યાધ;
ઓછી સંગત નિચકી, આઠો પહોર ઉપાધ.

સાધુપુરૂષો સર્વનાં દુઃખોનું નિવારણ કરે છે, માટે તેઓની સંગત જરૂર કરવી; પણ હલકા માણસોની સંગત કરવી નહિ, કારણ કે દીવસના આઠો પહોર યાને હમેશાં તેઓ શરીરને લગતી મોજમજાહ ને ખાવાપીવાનીજ વાતો કર્યા કરે છે, જેથી માણસને કાંઇ ખરો લાભ થતો નથી, પણ દુઃખજ આવ્યા કરે છે.

( ૩૬૦ )

સો દિન ગયા અકાજમેં, સંગત ભહિ ના સંત;
પ્રેમ બિના પશુ જીવના, ભાવ બિના ભટકંત.

તારી જીંદગીના દિવસો દુનિયવી કારભારમાંજ રોકાયલા રહે, અને તને સાધુસંતની સંગત નહિ થાય, તો તારા દિવસો ફોકટમાંજ ગુમાવ્યા, ને તારૂં જીવવું પશુ સમાનજ ગણાય, કે જેઓ કાંઇ પણ નેમ વિના અહિં તહિં ભટકતાં ફરે છે. અર્થાત—માણસને ખોદા તરફ પ્રેમ ન થાય અને એ ઉંચ નેમ માટે તેનાં મનમાં વિચાર ન હોય તો પછી માણસ અને પશુમાં શું ફરક?

( ૩૬૧ )

સંત મિલે તબ હરિ મિલે, યું સુખ મિલે ન કોય,
દર્શન તે દુરમન કરે, મન અતી નિર્મળ હોય.

સંતપુરૂષ મળે તેનાં જેવું બીજું એકે સુખ નથી; સાધુપુરૂષ મળે તો તને ખોદાજ મળ્યા; માત્ર તેનાં દર્શન કરવાથીજ તારી મતી સુધરશે ને તારૂં મન ઘણું પવિત્ર થશે.

( ૩૯૨ )

હરિ મિલા તબ જાનિયે, દર્શણ દેવે સંત;
મનસા બાચા કર્મના, મિટે કરમ અનન્ત.

જ્યારે સંતપુરૂષનાં તને દર્શણ થાય ત્યારે જાણજે કે તને ખોદાજ મળ્યા, અને ત્યારે તારૂં મન, વાણી ને કાર્યો શુદ્ધ થશે, જેથી તારા વિચારોએ થતાં પાપો અટકશે, વાણીએ થતાં પાપો અટકશે, અને હાથે ને જીભે થતાં પાપો અટકશે, અને એ રીતે તારાં અગણીત પાપો નાશ પામી જશે.—( સાધુઓની ખુબી શું છે તે સાંભળ )

( ૩૯૩ )

પુષ્પમે જ્યું બાસ હયે, બ્યાપ રહા સબ માંહિ;
સન્તો સોહિ પાઇયે, ઔર કહું કછું નાહિ.

જેમ ફુલમાં સુગંધ રહેલો છે અને તે સુગંધ બધે ઠેકાણે પ્રસરી રહેલો હોય છે તેમ ખોદા પણ સાધુપુરૂષોમાંજ રહેલા છે, બીજે ઠેકાણે નહીં.

( ૩૯૪ )

દયા ગરીબી બંદગી, સમતા શિલ સ્વભાવ,
એ તે લક્ષણ સાધકે, કહે કબીર સદભાવ.

જેઓનાં હૈયામાં દયા, નમનતાઇ અને પરમાર્થ રહેલાં છે, જેઓનું મન દરેક સ્થિતિમાં એક સરખું શાંત રહે છે, તેઓજ ખરા સાધુ પુરૂષ છે.

( ૩૯૫ )

માન નહિ અપમાન નહિ, ઐસે શિતલ સંત;
ભવસાગર ઉતર પડે, તોરે જમકે દંત.

સાધુસંતો એવા શાંત સ્વભાવના થયલા હોય છે કે તેઓને દુનિયવી લોકોની માફક, માન કે અપમાન જેવું કશું હોતું નથી;

તેઓ તો આ સંસારની પેલીમેર ગયલા હોય છે, અને જમના દાંતેર તોડીને બેઠા હોય છે યાને જન્મ-મરણથી મુકત થઇને રહેલા હોય છે.

( ૩૯૬ )

**આશા તજે માયા તજે, મોહ તજે અરૂ માન;**
**હરખ શોક નિંદા તજે, સો કહે કબીર સંત જાન.**

જેઓએ દુનિયવી ચીજોની આશા કરવાનું મુકી દીધું છે અને માયા પર જીત મેળવી છે, જેઓનું અજ્ઞાનપણું જતું રહ્યું છે, અને જેઓનું "હુંપણું" નિકળી ગયું છે; જેઓને કોઈ પણ વાતનો હરખ કે દલગીરી જેવું કશુંએ હોતું નથી, અને જેઓ દરેક હાલત (સુખ યા દુઃખ) માં એકજ સરખા રહે છે, યાને પોતાનાં મનનું સમતોળ-પણું જાળવી રાખે છે, અને જેઓ કોઇની પણ નિંદા કે ગીબત કરતા નથી, તે ખરા સાધુપુરૂષ છે.

( ૩૯૭ )

**સંત સોઇ સહરાઇયે, જીને કનક કામિની ત્યાગ;**
**ઔર કછુ ઇચ્છા નહિ, નિશદિન રહે અનુરાગ.**

સંત પુરૂષ તેને કેહવો કે, જેને પેસા અને સ્રીનો ખ્યાલ બિલ-કુલ તજ્યો છે; તેને બાજી ઇચ્છાઓ હોતી નથી, પણ તેનું મન રાત ને દિવસ એક ચીત્તથી ખોદા ઉપરજ લાગલું હોય છે.

( ૩૯૮ )

**હરિજન હારા હિ ભલા, જીત ન દે સંસાર;**
**હારા હરિ પેં જાયગા, જીતા જમકી લાર.**

કબીરનું કેહવું એ છે કે, જે કોઇ ખોદાનો બંદો હોય, તે તો ( આ સંસારમાં ) હારેલોજ ભલો, કારણ કે આ સંસાર તેને જીવવા દેતો નથી, યાને દુનિયવી માલમતા યા માન અકરામ મેળવ્યાં

ન હોય, તો કાંઇ ફીકર નહિં; જ્યારે સંસારમાં માણુસને નિરાશી મળે છે ત્યારેજ તેનું દીલ ખોદા પર લાગે છે, ને ત્યારેજ તેને ખોદા મળી શકે છે; પણ જો સંસારમાં તેની ફત્તેહ થઇ તો તે જમને હસ્તક જયા કરવાનોજ.

( ૩૬૯ )

સુખકે માથે સિલ પડો, હરિ હિરદેસે જાય;
બલિહારી આ દુઃખકી, પલ પલ રામ સંભળાય.

(સંસારી) સુખો મળ્યાથી માણુસના હૈયાંમાંથી ખોદા જતો રહે છે, માટે તે સુખો ઉપર ઢાંકણ વળી જાય તો ભલું, માણુસને દુઃખજ ભલું છે, કારણ કે ત્યારેજ તે પળેપળ ખોદાને યાદ કરે છે.

( ૩૭૦ )

આપા ત્યાં અવગુણ અનન્ત, કહે સંત સબ કોય;
આપા તજ હરિકો ભજે, સંત કહાવે સોય.

જ્યાં પોતાનું 'હુંપણું' રહેલું હોય છે, યાને જ્યાં પોતાનાજ સુખનો સ્વાર્થ રહેલો છે, ત્યાં અગણીત જાતના અવગુણો હોય છે એમ સર્વ કોઇ સાધુ પુરૂષ જાણુતો હોવાથી તે પોતાનાં 'હુંપણાંને' દાબી દેછે, અને સર્વ કોઇમાં ખુદા છે એવું સમજીને, બધાંને ખુદાની પેરે એક સરખો ચાહે છે અને સુખ આપતો રહે છે, અને એવું કરે તેજ ખરો સાધુ પુરૂષ છે.

( ૩૭૧ )

હરિજન ઐસા ચાહિયે, જૈસા ફોફલ ભંગ.
આપ કરાવે ટુકરા, ઔર પરમૂખ રાખે રંગ.

જેમ સોપારી પોતાના ટુકડા કરાવી પારકાના મોહડાંમાં લાલ રંગ દેખડાવે છે યાને મજાહ આપે છે, તેમ જે ખુદાનો બંદો છે તે, પારકાનું ભલું કરવાને પોતાના શરીરને કષ્ટ આપ્યા કરે છે; તે

પોતા માટે બિલકુલ દરકાર રાખતો નથી, પણ બીજાઓનું ભલું કરવામાંજ રોકાયલો હોય છે.

( ૩૭૨ )

તન તાપ જીનકો નહિ, ન માયા મોહ સંતાપ;
હરખ શોક આશા નહિ, સો હરિજન હર આપ.

જેઓને પોતાના શરીરનાં સુખ દુખનો વિચાર રહ્યો નથી, જેઓનું અજ્ઞાનપણું દુર થઇ, દુનિયાની માયાનું ખેંચતાણ જતું રહ્યું છે, તેઓની કોઇ પણ વાતનો સંતાપ રહેલો નથી; ટુંકમાં જેઓને કોઇ પણ રીતનો હરખ કે દલગીરી જેવું કશુંએ નથી, પણ જેઓ હંમેશાં એક સમાન સ્થિતિમાં રહે છે, તેઓ પોતેજ ખોદારૂપ થઇ ગયલાં હોય છે.

( ૩૭૩ )

સંતનકે મન ભય રહે, ભય ધર કરે બિચાર;
નિશદિન નામ જપવો કરે, બિસરત નહિ લગાર.

તેઓ (સાધુઓ) ને માત્ર એકજ ફીકર રહેલી હોય છે, કે ખુદાનું નામ નહીં ભુલી જવાય, અને એકજ વિચાર હંમેશાં તેઓનાં મનમાં હોવાથી, તેઓ રાત ને દિવસ ખુદાની જપ કરવામાં મશગુલ હોય છે, અને કદી પણ ખુદાને વિસરતા નથી.

( ૩૭૪ )

હરિજન કેવળ હોત હય, જાકો હરિકા સંગ;
બિપત પડે બિસરે નહિ, ચઢે ચોગણાં રંગ.

ખુદાના બંદાને નિત્ય ખુદાનોજ સંગ રહેલો હોય છે, અને તેથી ગમે એવી આફત આવે તોપણ તે ખુદાને વિસરતો નથી, પણ આફતમાં ખુદાપર તેને ચોવડો રંગ ચઢે છે, યાને વધુ ભક્તિભાવ થાય છે.

( ૩૭૫ )

**આસન તો એકન્ત કરે, કામિન સંગત દુર;**
**શિતળ સંત શિરોમણિ, ઉનકા એસા નૂર.**

તેઓ પોતાનો વાસો એકાંતમાં રાખે છે, એટલે કે તેઓ એકાંત જગ્યામાં રહે છે, પણ દુનિયાની વચ્ચે આવવું પડે છે તો પણ તેઓના મનમાં દુનિયાની ચીજો આવતી નથી, એટલે તેઓ એકાંતજ રહેલા છે, કારણ કે તેઓનાં મનમાં ઇંદ્રિઓનાં ભોગ ભોગવવાના વિચારો કે ઇચ્છાઓ હોતીજ નથી; એવા શિતલ સંતોનું નુર શિરોમણીના (સાંપના મોહુરા) જેવું ચળકતું હોય છે, યાને તેઓનાં શરીરની આસપાસ ઘણી ઉંચ ખોરેહ હોય છે.

(ખોરેહ એટલે માણસના જુદાં જુદાં શરીરો, સ્થૂળ શરીર, સૂક્ષ્મ યાને લાગણીનું શરીર, મન શરીર, ને બુધ્ધિક શરીર, એ બધાં શરીરોને લગતા ગુણોનો બનેલો એકંદર પ્રવાહ, જે ખાકી શરીરની આસપાસ ગોળાકારમાં ફેલાયલો રહે છે, તે; એ પ્રવાહને, જેઓની સુક્ષ્મ દ્રષ્ટિ ઉઘડી હોય તેઓ જોઇ શકે છે, અને તેનાં જુદા જુદા રંગો જોઇને, જેઓ ગુપ્ત જ્ઞાનના અધિકારી થયા છે, તેઓ સામાં માણસની બધી ખાસ્યત પારખી શકે છે.)

( ૩૭૬ )

**આપા તજ હરિકો ભજે, નખસિખ તજે બિકાર;**
**જબ જીવનસેં નિરવેર, સાધ મતા હય સાર.**

જેઓનું "હુંપણું" નિકળી ગયું છે યાને જેઓને પોતા વિષે કાંઇ વિચાર કે માંગવું નથી, પણ જેઓનો બધો પ્રેમ પરમેશ્વર તરફજ હોય છે, જેઓના સઘળા વિકારો ને ગુસ્સાઓ જતા રહ્યા છે, અને જેઓ, કુળ જાનદાર કે (દેખઇતી) નિર્જીવ પેદાયશને એકસરખી પ્રેમની નજરથી જુએ છે, તેઓજ ખરા સાધુ પુરૂષો છે.

( ૩૭૭ )

**દેખો સબમે રામ હય, એકહિ રસ ભરપૂર;**
**જૈસે ઉખતે સબ બના, ચિની સક્કર ગૂર.**

સર્વ કાંઇ એકજ રસથી ભરપૂર છે યાને સર્વમાં ખોદા રહેલો છે એવું તું જોતાં શિખ; કારણ કે જેમ ગોળ, શાકર અને એવી હરેક મિઠી ચીજો શેરડીનાં રસથીજ બનેલી હોય છે, તેમ હરેક આકાર કે શરીરમાં ખુદાનો અંશજ રહેલો છે, યાને તેની હસ્તિજ ખુદાથી છે, જે સાધુપુરૂષોએ અનુભવ્યું હોય છે.

( ૩૭૮ )

**જબ લગ નાતા જાતકા, તબ લગ ભગત ન હોય;**
**નાતા તોરે હરિ ભજે, ભગત્ કહાવે સોય.**

જ્યાંસુધી નાત—જાતનો તફાવત રાખે, મારી જાત ઉંચી એવો "હુંપણાનો" ભાસ નિચલા મનમાં થયા કરે, ત્યાંસુધી ભકત થવાતું નથી, જ્યારે એ ધ્વૈતપણું નિકળી જાય અને ખુદાને એક સરખો હરેકમાં જોય, એવું ઉંચું ભાન થાય ત્યારેજ તે ખુદાનો ખરો ભકત કહેવાય.

સારાંશ કે—સાધારણ માણુસનું હેત પોતા પરથી આગળ વધીને, પોતાનાં કુટુંબ સુધી જાય છેઃ અને ત્યાંથી આગળ વધીને, પોતાની જાત સુધી જાય છે; અને જાતની પેલીમેર જતું નથી. એટલીજ હદના હેતનો માણુસ ખુદાનો ભગત કદી થઇ શકતો નથી. જેનું હેત પોતાની જાતથી આગળ વધે, ને આખી માણુસ જાત સુધી પોહોંચે, જેનું હેત હજીએ આગળ વધે, ને આખી જાનદાર પેદાયશ સુધી પોહોંચે, અને તેથી પણ આગળ વધીને બધી કેહેવાતી નિર્જીવ પેદાયશ સુધી પોહોંચે-જે સારી સુષ્ટિને ખુદાનું જાહેર થયલું સ્વરૂપ સમજે, અને સારી સુષ્ટિને ખુદા પેરે ચાહે અથવા કહો કે પોતા

પેરે ચાહે, ને દરેક જીવ અને ચીજને પોતા પેરે સંભાળે, તે સામટી જેહાંનની ચાકરી ખોદાની સેવા ચાકરી કર્યા જેવી કરે–તે ખોદાનો ભગત છે.

( ૩૭૯ )

ચાર ચેંન હરિ ભકતકે, પ્રગટ દેખાઈ દેત;
દયા ધર્મ આધિનતા, પર દુઃખકો હર લેત.

જે કોઇ ખોદાનો ભગત છે, તેના ચાર ગુણો તુરત દેખાઇ આવે છે. પેહલ્લું, તેનામાં દયા હોય છે; બીજું, તે પોતાની ફરજ સર્વ કોઇ તરફ શું છે તે સમજે છે, ને તે મુજબ બજાવે છે, ત્રીજું પરમેશ્વર ઉપર તેને પાકો ભરોસો હોય છે, અને તેથી તે હમેશાં તેની (ઇશ્વરની) મરજીને તાબે થઇને ચાલે છે, ચોથું, તે બીજાઓનું દુઃખ હંમેશાં ઓછું કરવાને તત્પર રહે છે..

( ૩૮૦ )

હાટ હાટ હિરા નહિ, કંચનકા નહિ પહાડ;
સિંહનકા ટોલા નહિ, સંત બિરલા સંસાર.

જેમ દરેક બજારમાં કાંઇ હિરા હોતા નથી, સોનાના કાંઇ પહાડો હોતા નથી, અને જેમ સિહંનના કાંઇ ટોળાં હોતાં નથી, તેમ સંસારમાં (દેખાતા) રહેલા સાધુ વિરલા કાંઇ ઘણા હોતા નથી યાને જવલેજ મળી આવે છે.

( ૩૮૧ )

સંત સંત સબ કોઇ કહે, સંત સમૂદર પાર;
અનલ પંખકા કો એક હય, પંખકા કોટ હજાર.

“સંત સંત” એમ ઘણાએ બોલે છે, પણ ખરા સંત પુરૂષ તો આ સંસારનો સાગર તરી ગયલા હોય છે, પણ ગરૂડ જેવા

અદ્રષ્ય પાંખવાળા યાને એવા તરી ગયલા સાધુ પુરૂષો તો કોઇ એકુજ હોય છે. બાકી પાંખવાળા યાને બાહેરથી દેખાતા (ખોટા સાધુ પુરૂષો) તો હજારો ને કરોડો છે.

(૩૮૨)

સુરાકા તો દલ નહિ, ચંદનકા બન નાંહિ;
સબ સમૂદ્ર મોતિ નહિ, યું હરિજન જગ માંહિ.

જેમ ખરા શુરવીર પુરૂષોનું કાંઇ લશકર હોતું નથી, સુખડનાં ઝાડોનું કાંઇ વન હોતું નથી, અને જેમ બધાએ સમુદ્રમાંથી મોતી મળતાં નથી તેમ ખરા હરિજનો જગતમાં ઘણાજ જુજ હોય છે.





## સંત, તે આકારવાળો ખુદાજ છે.

( ૩૮૩ )

એક ઘડી આધી ઘડી, ભાત્ર ભજનમેં જાય;
સત સંગત પલહિ ભલી, જમકા ધકા ન ખાય.

જો તારી એક પળ, અથવા અરધી પળ પણ ખરાં હૈયાંનાં હેતથી ખુદાને યાદ કરવામાં જાય. અને એક પળ વાર પણ તને (ખરા) સાધુપુરૂષની સંગત મળે, તો એમ જાણ કે તું જમના ઘણાના ધક્કામાંથી બચ્યો, યાને જન્મમરણના તારા ઘણાક ફેરા ઓછા થશે.

( ૩૮૪ )

કબીર, સેવા દો ભલી, એક સંત એક રામ,
રામ હય દાતા મુકિતકા, સંત જપાવે નામ.

ઓ કબીર! બે જાતની સેવા કરવી તેમાંજ ભલું છે, એકતો સાધુપુરૂષોની સેવા, ને બીજું ખોદાની સેવા; ખોદા મુક્તિ આપનાર છે, પણ સાધુપુરૂષો આપણને ખુદાનો લખ લગાડનારા છે, કે જે લખથીજ આપણને મુક્તિ મળવાનો માર્ગ હાથ આવે છે.

( ૩૮૫ )

નિરાકાર હરિ રૂપ હય, પ્રેમ પ્રીત સોં સેવ;
જો માગે આકારકો, તો સંતો પત્યક્ષ દેવ.

ખુદા તો નિરાકાર છે યાને તેનો કાંઇ આકાર નથી; તેને

આપણાં અંતઃકરણમાં પ્રેમ-પ્રીતિ થયાથી સેવાય છે યાને તેનો ખ્યાલ અંતરમાંજ થઇ શકે છે; પણ જો તને આકારવાળો ખુદા જોઇતો હોય, તો સાધુપુરૂષ, આકારવાળો દેખઇતો ખુદાજ છે.

( ૩૮૯ )

**સંત વૃક્ષ હરિનામ ફળ, સતગુરૂ શબ્દ બિચાર;**
**એસે હરિજન ના હુતે, તો જળ મરતે સંસાર.**

સંત પુરૂષ તે ઝાડ છે, જેનું ફળ તે, ખુદાનું નામ છે; સદ્ગુરૂ તેનો જાહેર થયલો શબ્દ છે યાને માણસરૂપે પ્રગટ થયલો ખુદાજ છે. એવા હરિજનો જો આ જગતમાં ન હુતે; તો આ દુનિયાંનાં લોકો બધાં ડુબી મરતે.

અર્થાત—હરિજન તે પુરૂષ છે કે જેણે પોતાનું પ્રગટિકરણ પુરૂં કીધું છે, યાને નિચલી ત્રણ દુનિયા ઉપર જીત મેળવી, ઇશ્વર સાથે પોતાનાં ભાનને એકત્ર કીધું છે યાને જોડી નાંખ્યું હોય છે, અને એમ કરી પોતે જીવન મુકત થયો છે. પણ એવા મુકત થયલા જીવોમાંના ઘણાકોએ પોતાનાં અમર સુખનો પણ ત્યાગ કર્યો હોય છે; તેઓ બીજા બધા જીવોનું પ્રગટિકરણ આગળ વધારવાને માટે, આ બાકી દુનિયામાંજ, અદ્રષ્ય યા બીજી કોઇ રીતે રહેલા હોય છે, અને જગતમાં કલ્યાણ અર્થે કામ કરી રહ્યા છે. તેઓને હિંદુ શાસ્ત્રમાં મહાત્મા, મુની, રૂષીઓ વગેરે નામથી ઓળખ્યાં છે. એવા મહાત્માઓ, જો આ દુનિયાને મદદ કરતા રહેલા ન હુતે તો સાધારણ મનુષ્ય જાતને જે દુઃખો અને વિપત્તિઓમાંથી તેઓનાં અજ્ઞાનપણાંને લીધે પસાર થવું પડે છે તે, આવા જ્ઞાન આપનાર, ને પરગજુ પુરૂષોની ગેરહાજરીમાં વધુ દુઃખમાં ગીરફ્તાર રેહતે એમ કબીરનું કહેવું લાગે છે. દાખલા તરીકેઃ—

થીઓસોફીકલ સોસાયટી યાને મંડળી જે આજે પચાસ વરસ ઉપર ઉભી થઇ હતી, તે મંડળની પાછળ, એવા મોટા પુરૂષો યાને મહાત્માઓ રહેલા છે, અને આ મંડળી તરફથી જે જ્ઞાન, ભાષણ મારફતે યા પુસ્તકો મારફતે બાહેર પડયું છે અને પડે છે, અને જે શિક્ષણોથી દુનિયાના વિચારો બદલાતા જાય છે અને હવે આખી દુનિયામાં ચોમેર ભાતૃભાવના દેખાવો ને લાગણીઓ વ્યાપી રહેવાની જે શરૂઆત થઇ ચુકી છે, તે બધું આ મહાત્માઓને આભારી છે, યાને તેઓના પ્રતાપથીજ આ બધું થાય છે. એવા પુરૂષો જો દુનિયામાં આપણને મદદ કરવાને અને જ્ઞાન આપવાને રહેલા ન હોય, તો આપણી હાલત બહુજ દુ:ખભરેલી થાય.





## સન્યાસી વિષે.

( ૩૮૭ )

કેશો કહાં બિગાડયો, જો મુંડે સો બાર?
મનકો કાહે ન મુંડિયો, જામે બિષયહિ બિકાર.

જેઓ માથાં બોડાવીને ભગવાં વસ્ત્રો પેહેરી, સન્યાસી જેવા દેખાવો કરે છે, તેઓને કબીર કહે છે કે તારા બાલોએ શું નુકશાન કીધું છે કે તેઓને તું વારે વારે બોડાવીને માથું બોડકું કરી નાખે છે? તારાં મનને કાં નથી મુડતો–કબજામાં રાખતો, કે જેમાં બધા દુર્ગુણો ને વિકારો ભરેલા છે?

( ૩૮૮ )

મન મેવાસી મુંડિયે, કેશહિ મુંડે કાહે?
જો કિયા સો મનહિ કિયા, કેશ કિયા કછુ નાહે.

તારાં લુટારાં મનને મુંડ, બાલોને શું કામ મુંડે છે? કારણ કે જે કાંઇ પાપ કરે છે તે તો મન કરે છે ને કરાવે છે, તારા બાલ તો કાંઇ પણ કરતા કરાવતા નથી.

( ૩૮૯ )

સ્વાંગ પેહરે શુરા ભયા, દુનિયા ખાઇ ખુંદ;
જો સેરી સત્ નિકસેં, સો તો રાખે મુંઢ.

દુનિયાંની માયામાં રહીને, જુદા જુદા વેશો માત્ર બદલીને તું શુરો થવા જાય છે, પણ જે જગ્યામાં સત્ યાને ખુદા પ્રગટ થઇ શકે, તેને તો તું ખરાબ રીતે રાખે છે.

(૩૯૦)

હાથસેં માળા ફિરે, પર હિરદા ડામાડુલ;
પગ તો પાલામે ગલા, ભાંન ન લાગે સુલ.

માળાને હાથે ફેરવ્યા કરે છે, પણ તારૂં અંતઃકરણ તો ડામો-ડોલ છે, ને તારા પગો દુનિયાની માયાનાં જડમાં પેસી ગયા છે, તેમાથી બાહેર નિકળવાનું ભાંન તને ક્યાં છે?

(૩૯૧)

માલા પેહરે મન સુખી, તાંસે કછુ ન હોય;
મન માલાકુ ફેરતે, જુગ ઉજયાલા હોય.

માત્ર માળા પેહરીને મન મનાવ્યાથી કાંઇ વળતું નથી; તારા મન-માળાને તું ફેરવ, તો તને બધું અજવાળું થઇ જશે.

(૩૯૨)

માલા પેહરે કોન ગુન, મનકી દુબધા ન જાય;
મન માલા કર રાખીયે, હરિ ચરન ચિત્ત લાય.

જ્યાં સુધી તારાં મનની અકરવકર જાય નહિં, ત્યાંસુધી માત્ર માળા પેહેરયાથી કાંઈ ફાયદો થતો નથી; તું મનને માળા બનાવ, તેને બાહેર ભમતું અટકાવ, ને તારૂં ચિત્ત ખોદાના પગ આગળ ધર.

(૩૯૩)

મનકા મસ્તક મુંડ લે, કામ ક્રોધકા કેશ;
જો યે પાંચો પરમોદ લે, તો ચેલા સબહિ દેશ.

તારા મનનું માથું મુંડ અને તારી ઇન્દ્રિઓની વિષયવાસના-ઓને તેમજ તારા ક્રોધ (જુસ્સાઓ, હવસો) ને મુંડ યાને દાબી નાખ. જો તું મનને અને એ પાંચ ઈંદ્રિઓને તાબામાં રાખશે તો દુનિયાનાં બધાં લોકો તારા ચેલા થઇ રહેશે.

( ૩૯૪ )

**માલા તિલક બનાયકે ધરમ બિચારા નાહિ;**
**માલા બિચારી કયા કરે, મેલ રહા મન માંહિ.**

હાથમાં માળા લીધી, કપાળે તિલક કીધું ને સન્યાસીનું ડોળ ઘાલ્યું; પણ સન્યાસીનો ધર્મ (ફરજ) તો પાંચે ઇંદ્રિઓની મજાહો અને વ્યાપારો છોડી દેવાનાં છે, તે ધર્મ પાળવાનું તો તને ભાન નથી ને તેને બદલે તારા મનમાં મોજશોખના વિચારો ભરાઇ રહ્યા છે, તો પછી માળા બિચારી તને ખોદાનો મેલાપ કેમ કરાવી આપે?

( ૩૯૫ )

**મુંડ મુંડાવત દિન હિ ગયા, અજહુ ન મિલ્યા રામ;**
**રામ બિચારા કયા કરે, મનકે ઔર હિ કામ?**

એવી રીતે માથું બોડાવતાં બોડાવતાં તો આખો જન્મારો પુરો થયો, તોએ ખુદા તો મળ્યા નહિ; ખુદાને મળવાને માંગે નહીં ને ઇંદ્રિઓની મોજ ભોગવવા માગે, તો પછી ખુદા બિચારા શું કરે ને તને કેમ મળે?

( ૩૯૬ )

**કાષ્ટ કાટકે માલા કિની, માંહે પરોયા સૂત;**
**માલા બિચારી કયા કરે, જો ફેરનહાર કપૂત?**

લાકડાં કાપીને તેમાંથી દાણા બનાવ્યા, ને સુતર પોઇને માળા બનાવી, પણ માળા ફેરવનારજ ખોટો, તો પછી માળા બિચારી શું કરે?

( ૩૯૭ )

**માલા તિલક તો ભેખ હય, રામ ભક્તિ કછુ ઓર;**
**કહે કબિર જીન પેહેરયા, પાંચો રાખો ઠોર.**

હાથે માળા ફેરવવી, માથે તિલક કરવો એ સર્વ બાહેરનો

માત્ર દેખાવ છે, જ્યારે ખોદાની ભક્તિ કરવી એ બીજુંજ કામ છે; કારણ કે ખરો સન્યાસી જેને થવું હોય, તેને તો પોતાની પાંચે ઇંદ્રિઓને તાબે કરવી જોઇએ.

( ૩૯૮ )

માલા તો મનકી ભલી, ઔર સંસારી ભેખ;
માલા પેહેરે મન સુખી, તો બોહારા કે ઘર દેખ.

માળા, જે સાધુ લોકો તથા ધાર્મિક લોકો ગળામાં પહેરે છે તે, જો મનથી પહેરવામાં તથા ફેરવવામાં આવે, તોજ ઉપયોગી, નહિ તો માત્ર દુનિયાદારીના બાવાના વેશ સમાન છે; કારણ કે જો માત્ર માળા પહેરવાથી હરિ મળતા હોત તો વોહરાજીની દુકાનમાં બહુ માળાઓ ટાંગી હોય છે માટે ત્યાંજ ખુદા મળવો જોઇએ, પણ તેમ નથી.

( ૩૯૯ )

માલા મુજસે લર પડી, કાહે ફિરાવે મોહે:
જો દિલ ફેરે આપનાં, તો રામ મિલાવું તોહે.

કબીર કહે છે કે–માળા મારી સાથે ગુસ્સો કરીને બોલી કે, તું વિના વિચારે મને શાનો ફેરવ્યા કરે છે? તું સાથે સાથે તારાં મનને પણ ખુદાની યાદમાં ચલાવ? જે કોઇ મારી સાથે સાથે, પોતાનાં મનને ખુદાની યાદમાં ચલાવે, તેને હું ખુદાની મુલાકાત કરાવું, બીજાઓને કેમ કરાવું?

( ૪૦૦ )

ભરમ ન ભાગા જીવકા, અનન્ત ધરાયે ભેખ;
સત્ ગુરૂ સમજા બાહેરા, અંતર રહા અલેખ.

ઘણા ઘણા વેશો બદલ્યા, પણ તારા જીવના ભ્રમો યાને ખોટા વેહેમો ગયા નહિં; તેથી સદ્‌ગુરૂ યાને તારા ઇષ્ટ દેવને તું બાહેર

રહેલો સમજે છે, પણ તે તો તારી અંદરજ, નહિં પિછાણી શકાય તેમ રહેલો છે! અર્થાત—ખુદા પોતાની બાહેરજ છે એવું ખોટું સમજીને, માણુસ બાહેરની રીતભાતોમાં ફેરફાર કર્યા કરે પણ મનને પવિત્ર ન કરે, તો ખરો રસ્તો હાથ આવતો નથી.

( ૪૦૧ )

તનકો જોગી સબ કરે, મનકો કરે ન કોય;
મનકો જોગી જો કરે, સો ગુરૂ બાળક હોય.

જોગીનો વેશ પેહેરવો તે સર્વ કોઇ કરી શકે, પણ મનને જોગી (યોગી) કોઇકજ કરી શકે છે, બધાથી તે થઇ શકતું નથી; જે ગુરૂ—મહાત્મા-જે બાળક સ્થિતિએ પહોંચેલો હોય યાને જેણે રાગ, દ્વેષ છોડી દીધો છે-તેજ મનને યોગી કરનારો મહાત્મા છે.

( ૪૦૨ )

મન મેલા તન ઉજળા, બગલા કપટી અંગ
તાતે તો કઉવા ભલા, તન મન એકહી રંગ.

મનમાં મેલ ભરેલો હોય, ને શરીર માત્ર બાહેરથી ઉજળું હોય, તે તો પેલા કપટી બગળા પક્ષી જેવી વાત થઇ; તેનાં કરતાં તો કાગડો સારો, કે તેનું તન પણ કાળું ને મન પણ કાળું યાને તેનું અંદરનું અને બાહેરનું સ્વરૂપ એકજ હોય છે.

અર્થાત—બગળો જે સફેદ રંગનો પક્ષી છે ને જે નદિ યા સરોવરને કાંઠે રહે છે, તેને માટે કહે છે કે તે મોહોડેથી "રોમ રોમ" યાને "રામ રામ" ને મળતો અવાજ કાઢે છે, પણ તેનું કામ તો પગે માંછલા પકડીને ખાવાનું હોય છે, ત્યારે કબીરનું કહેવું એમ સમજાય છે કે, એ પક્ષીનાં કરતાં તો કાગડો સારો, કે તેનું તન પણ કાળું ને મન પણ કાળું યાને જેવો તે કાળો છે તેવુંજ તેનું કામ પણ બધાંને ત્રાસ આપવાનું છે.

( ૪૦૩ )

કવિતા કોટી કોટ હુય, સિરકે મુંડે કોટ;
મનકે મુંડે દેખ કર, તા સંગ લિજે ઓટ.

મોહુડેથી કવિત બોલનારા અથવા જ્ઞાનની વાતો કરનાર ઘણા હોય છે, ને માથાં બોડાવીને સન્યાસીનું ડોળ ઘાલનારા પણ હજારો હોય છે, પણ જે કોઇએ મનને તાબે કીધું હોય તેનો આશરો તું લે, યાને મનને તાબે કેમ કરવું તે તેની પાસે શિખ.

( ૪૦૪ )

માથાં મુંછ મુંડાય કે, કાયા ઘાટમ ઘોટ;
મનકો કાહે ન મુંડિયે, જામે સબહિ ખોટ?

માથું મુંછ વગેરે બોડાવીને તારી કાયાને કાંય અમસ્થી કદરૂપી કરે છે? તારાં મનને કાંય નથી મુંડતો—કબજામાં રાખતો—કે જેની અંદરજ બધી ખામીઓ ભરેલી છે?





## મન વિષે.

(૪૦૫)

મન મેરા પંખી ભયા, જહાં તહાં ઉડ જાય;
જહાં જૈસી સંગત કરે, તહાં તૈસા ફળ ખાય.

કબીર કહે છે કેઃ—મારૂં (માણુસનુ) મન એક પક્ષી જેવું છે, કે જે જ્યાં ગમે ત્યાં ઉડતું ફરે છે, અને જેવી સંગત કરે છે, તેવું ફળ તે પામે છે, એટલે કે જેવો વિચાર કરે છે, તેવો માણુસ બની જાય છે.

(૪૦૬)

મન માતા મન દુબલા, મન પાની મન લાય;
મનકો જૈસી ઉપજે, મન તૈસા હો જાય.

મનથી માણુસ માટેલો બને છે; મનથીજ તે દુબેલો બને છે; મનથીજ પાણી જેવો ઠંડો સ્વભાવ બને છે; ને મનથીજ અગ્નિ માફક ગરમ સ્વભાવ થાય છે; યાને જેવું મનમાં આવે તેવું માણુસ બની જાય છે.

(૪૦૭)

મન મરકટ બન બન ફિરે, કબું નેક ન ઠહેરાય;
રામ નામ બાંધા બિના, જીત ભાવે તિત જાય.

માણુસનું મન એક વાંદરા બરાબર છે. અને જેમ વાંદરો કાંઇ પણ અંકોશ વગર જંગલે જંગલ નાચતો કુદતો ફરે છે અને જરા પણ ઠરીને બેસ્તો નથી, તેમજ મન, જરા પણ નેક વિચારમાં ઠરીને રહેતું નથી, અને જ્યાં સુધી એ મનને ખુદાપર ઠેરવેલું રાખીયે નહિ ત્યાં સુધી એ મન જ્યાં ગમે ત્યાં જયા કરવાનુંજ—

( ૪૦૮ )

મન મરકટ મન ચાતુરી, મન રાજા મન રંક;
જો મન હરજીકો મિલે, તો હરજી મિલે નિઃશંક.

એ મન છે તેજ વાંદરો છે, તેજ ચતુરાઇ પણ કરનાર છે; મનથીજ માણસ રાજા બને છે, ને મનજ તેને ફકીર બનાવે છે; પણ મન જો ખુદાને મળવાને જાય યાને ખુદા ઉપર ચિત ચોંટાડી રાખે તો ખુદા જરૂરજ તેને મળે.

( ૪૦૯ )

મન પંખી બિન પંખકા, લખ જોજન ઉડ જાય;
મન ભાવે તાકો મિલે, ઘટમેં આંન સમાય.

મન પાંખ વગરનું પક્ષી છે, કે જે લાખો મેલ ઉપર ઉડી જાય છે, જે જે તેને પ્યારાં લાગે છે તેને તેને તે જઇ મળે છે, અથવા તો તે સર્વવ્યાપક થઇ, સર્વને પોતામાં સમાવી દે છે.

( ૪૧૦ )

સાત સમુદ્રકી એક લહેર, ઓર મનકી લહેર અનેક;
કોઇ એક હરિજન ઉબરા, ડુબી નાવ અનેક.

એ મનની લેહરો એટલી તો સંખ્યાબંધ છે કે તેની આગળ, સાત દરિયાવોનાં પવનની લેહરો તો કંઇ બિસાદમાં નથી; તેથી એ મન સમૂદ્રની લેહરોનાં સપાટામાંથી કોઇ એકાદ જણ જે ખુદાનો ભકત છે, તેનોજ મછવો બચવા પામી, પેલે પાર તરી જાય છે; બાકી બધાંના મછવા ડુબી જાય છે.

( ૪૧૧ )

મનકા બહોત રંગ હય, તલ તલ જૈસા હોય;
એકા રંગ જો રહે, તો કોટી મધે કોય.

મનના બહુ રંગ હોય છે, ને ઘડિ ઘડિમાં મનનો રંગ, તલના

દાણાની માફક બદલાયા કરે છે; પણ જેનાં મનનો એકજ રંગ રહે યાને મનને કબજામાં રાખી પોતે ચાહે તેજ એક વિચારમાં મનને રોકી શકે, તેવો માણસ તો કરોડોમાં એકાદજ હોય.

( ૪૧૨ )

કબૂ મન ગગન ચઢે, કબૂ જાય પાતાળ;
કબૂ મન વરકતા દિસે, કબૂ પાડે જંજાળ.

કોઇવાર મન આસમાને ચઢે, તો કોઇવાર તે પાતાલે જાય; કોઇવાર એવું લાગે કે જાણે તે દુનિયાની ચીજોમાંથી નિકળી ગયું ને કોઇક વાર પાછું માણસને સંસારની જંજાળોમાં સપડાવે.

( ૪૧૩ )

મનકી હારે હાર હય, ઔર મનકી જીતે જીત;
પરબ્રહ્મ જો પાઇએ, તો મનહિ હોય પ્રતિત.

આ ચીજમાં હાર થઇ છે, પેલી બાબદમાં જીત થઇ છે એ બધું જોશો તો મનનુંજ છે, અને એવી રીતે જ્યાં સુધી દુનિયાની માયામાં મન લાગેલું રહેશે, ત્યાં સુધી એ મનની હાર-જીત ચાલ્યાજ કરવાની; જ્યારે એ મન ખુદા ઉપર લાગે ત્યારેજ તેનું સમાધાન થવાનું, તે વગર કદીપણ નહિ.

( ૪૧૪ )

કબીર! મન તો એક હય, ભાવે તહાં બિલમાંય;
ભાવે હરિ ભક્તિ કરે, ભાવે બિષે કમાય.

એ કબીર! એ મન તો એકજ છે, પણ જે જે ચીજ ઉપર તેને ભાવ યાતે પ્રીતિ થાય છે, તે તે ચીજો તે કરવાને જાય છે. ખુશીમાં આવે તો ખુદાની ભક્તિ કરે, અને નહિતો ઇંદ્રિઓનાં વિષયો (મોજ મજાહ) માંજ ચકચુર થઇ જાય

(૪૧૫)

કોટ કરમ પલમેં કરે, એ મન બિખ્યા સ્વાદ.
સત્ ગુરૂ શબ્દ માને નહિ, જનમ ગમાયા ખાદ.

એવી રીતે એ મન છે તે પળવારમાં કાંઇ કરોડો કર્મ, ઇંદ્રિઓનાં સ્વાદથી કરી નાંખે છે; અને સદગુરૂએ કહેલી શિખામણ પ્રમાણે નહિ ચાલી, પોતાનો જન્મ બરબાદ કરે છે.

(૪૧૬)

કબીર! મન બિકારે પડા, ગયા સ્વાદકે સાથ;
ગુટકા ખાયા બજરકા, અબ કયું આવે હાથ?

કબીરનું કેહેવું એ છે કેઃ—મન, ઇંદ્રિઓનાં વિષયોના સ્વાદની પછવાડે જવાથી ઘણું વિકારી થઇ જાય છે, ને એટલું બેહકી જાય છે, કે પછી તેને પાછું તેમાંથી બાહેર કાઢવું, યાને આપણા હાથમાં રાખવું, બહુ મુશ્કેલ થઇ પડે છે.

(૪૧૭)

પહેલે રાખ ન જાનિયા, અબ કયું આવે હાથ;
પડ ગયા રાતા ધુરા, બેપારીઓ સાથ.

પેહેલ્લાથીજ મનને કબજામાં રાખ્યું ન હોય, અને ઇંદ્રિઓની મોજ મજાહમાંજ તેને પડવા દીધું, તો તે એવા વેપારોમાં મશગુલ થઇ જાય છે, કે પાછું કેમે કરી હાથ આવતું નથી.

(૪૧૮)

મન સબ પર અસ્વાર હય, પેંડા કરે અનન્ત;
મનહિ પર અસ્વાર રહે, કો એક બિરલા સંત.

દુનિયાંનાં સર્વ લોકોને, મન પોતાની મરજી પ્રમાણે ચલાવે છે, અને તે મુજબ તરેહવાર કર્મો કરાવે છે; કોઇએ તેને પોતાની

મરજી પ્રમાણે ચાલતું કરી શકતું નથી. તેને (મનને) પોતાની મરજી પ્રમાણે ચાલતું કરી શકે, એવા જે હોય તે તો જવળેજ મળી આવતો કોઇક સાધુ પુરૂષ હોય.

( ૪૧૯ )

કબીર! મન મરતક ભયા, દુર્બળ ભયા શરીર;
પેન્ડે લાગા હરિ ફિરેં, યું કહે દાસ કબીર.

ઓ કબીર! જ્યારે તારૂં મન મરી જાય, યાને બાહેર ભમતું અને ઇંદ્રિઓનાં ખેંચતાણુને વશ થતું અટકે ત્યારે તારૂં શરીર આસુદું થાય, ને ત્યારેજ મન ખુદાને મળવાને માટે તૈયાર થયું છે એમ કહેવાય.

( ૪૨૦ )

મન પાનીકી પ્રીતડી, પડા જો કપટી લોન;
ખંડ ખંડ હો ગયા, બહોર મિલાવે કોન?

એ મનની મીસાલ છે, તે જેમ પાણી અને મિઠું (નીમક) હોય તેમ છે, યાને પાણીમાં મિઠું પડવાથી જેમ અંદર પીગળી જઇને તેમાંથી મિઠું પાછું નિકળી શકતું નથી, તેમ મનને ઇંદ્રિઓનાં વિષયો (મોજ મજાહ) માં રાખવાથી તેમાં તે એવું તો ગરક થઇ જાય છે, કે તેને તેઓમાંથી પાછું કાઢવાનું કામ બહુજ મુશકેલ થઇ પડે છે.

( ૪૨૧ )

કાગડ કેરી નાવડી, ઔર પાની કેરા ગંગ;
કહે કબીર કૈસે તિરૂં, પાંચ કુસંગી સંગ.

કબીર કહે છે કે, મારો મછવો કાગજનો, ને મને તો ગંગા જેવી મોટી નદી પસાર કરવી છે, અને મારી સાથે પાંચ ખરાબ

સાથીઓ લાગેલા છે, તો હું એટલા મોટા ભાર સાથે પેલે પાર કેમ જઇ શકીશ? અર્થાત, માણસની જીંદગીની નેમ ઘણી છેટે છે, અને તેનું શરીર તો થોડા વખતમાં ભાગી પડવાનું, ત્યારે આ પાંચ ઇંદ્રિઓનાં ખેંચાણમાંજ માણસ રહે, તો પેલા સુખી છેડાએ તે કેમ પુગી શકે?

( ૪૨૨ )

**સાંધે ઇંદ્રિય પ્રબલકો, જેહસે ઉઠે ઉપાધ;**
**મન રાજા બેહેકાવતે, પાંચો બડે અસાધ.**

મન એ ઇંદ્રિઓને ચલાવનાર રાજા છે, અને એ મનજ તેઓને બેહેકાવે છે, પણ તેના કહ્યાથી યાને મનમાં વિચાર આવ્યાથી, જે કોઇ પોતાની ઇંદ્રિઓને તે મુજબ ચાલવા દે છે તો એ ઇંદ્રિઓ એવી મજબુત થઇ જાય છે કે તેઓ માણસને ગમે ત્યાં ઘસડી લઇ જઇને પાપોનાં કામો કરાવી, દુઃખમાં ને આફતોમાં નાંખે છે; તેથી કબીરની શિખામણ એ છે કે તું એ ઇંદ્રિઓને રોક રોક કરતો રહે.

( ૪૨૩ )

**કાયા દેવળ મન ધજા, બિષય લહેર ફિરાય;**
**મનકે ચલતે તન ચલે, તાકા સર્વસ્વ જાય.**

માણસનું શરીર તે દેવળ છે, અને મન તેની ટોંચ ઉપર ઉડતો વાવટો છે. જેમ પવનની લહેરથી વાવટો ઉડયા કરે છે, તેમ પાંચો ઇંદ્રિઓને મજાહ આપનારી ચીજોથી મન “ઉડ ઉડ” થયા કરે છે; પણ તે મનના દોરવ્યા પમાણે જેણે પોતાનાં શરીરને કામે લગાડયું યાને મનમાં જેવા વિચારો આવે તેવાં કામો માણસ કર્યા કરે, તો તે માણસનું સર્વ કાંઇ જતું રહેવાનું યાને તે દુઃખી થવાનો.

(૪૨૪)

મન ચલે તો ચલને દે, ફિર ફિર નામ લગાય;
મન ચલતેં તન થંભ હય, તાકા કછુ ન જાય.

કબીર કહે છે કે, એ ભાઇ, તારૂં મન ચાલતું હોય, ને ચાલતું અટકાવી ન શકાય, તો તેને ચાલવા દે; પણ ફરી ફરીને તેને ખુદાના નામમાં લગાડીને અટકાવ. કારણ કે જેનું મન ચાલતું હોય, તોપણ જે શરીરને અટકાવતો રહે, યાને મનમાં વિચાર આવ્યો તેવું કામ કરતાં જે કોઇ અટકે, તેનું કાંઇ પણ જવાનું નથી.

(૪૨૫)

મન ગયા તો જાને દે, મત જાને દે શરીર;
બિન ચિલ્લે ચઢિ કમાંન, કિન બિધ લાગે તિર?

તારૂં મન જાય તો જવા દે, પણ શરીરને મનનાં કહ્યા પ્રમાણે જવા દઇશ નહિ; કારણકે, જેમ ચિલ્લો ચઢાવ્યા વિનાના તીરની કમાણ ખેંચવાથી, કોઇને પણ તે તીર લાગતો નથી તેમ, મનમાં વિચાર આવ્યા છતાં, જ્યાંસુધી માણસ તે કામ કરતો નથી, ત્યાંસુધી તેનું કંઇ જવાનું નથી, યાને તેને ઝાઝું નુકશાન થતું નથી.

(૪૨૬)

મન મનતા મન માર રે, રાખો ઘટમેં ઘેહેર;
જબહિ ચાલે પુંઠ દે, તો અંકુશ દે દે ફેર.

એ તારૂં મન, જે "હું કરૂં", "હું ભોગવું" એવું "હું હું" કરી રહ્યું છે, તેને મારેલું રાખી તારાં શરીરમાંજ ઘેરીને રાખ, અને જેવું બાહેર જવા માંગે કે, જેમ હાથીને મહાવત, અંકુશ ભોકીને બીજી ગમ જતો અટકાવે છે, તેમ તું પણ તારાં મનને અટકાવતો રહે, ને તેની મરજી પ્રમાણે જવા ના દે.

( ૪૨૭ )

યા મન અટકયો બાવરો, રાખો ઘટમેં ઘેહેર;
મન મમતામે ગલ ચલેં, તો અંકુશ દે દે ફેર.

તારૂં મન, જે આવું બાવરૂં યાને અહિં તહિં ભમતું થઇ ગયું છે, તે જો બાહેર જતું જરા અટકે તો પછી તેને શરીરમાંજ ઘેરી રાખજે અને પાછું જેવું ઇંદ્રિઓનાં ખેંચાણમાં બાહેર ફસવા જાય કે તેને ફરી ફરીને અંકુશ ભોકીને, અટકાવવાની કોશેશ કરતો રહેજે.

( ૪૨૮ )

મેરા મન મકરંદ થા, કરતા બહુ બિગાર;
અબ સૂધા હો મારગ ચલા, હરિ આગે હમ લાર.

કબીર કહે છે કે, મારૂં મન પણ એકવાર એવુંજ લુંટારા જેવું હતું, અને ઘણાં ઘણાં ખરાબ કામો કરતું હતું, પણ હવે તે શુદ્ધ થઇને, પવિત્રાઇના માર્ગે ચાલી રહ્યું છે, જેથી હવે ખુદા આગળ અને હું (કબીર) તેની પાછળ રહું છું, યાને હવે મારા મનમાં ખુદાનોજ વિચાર રહેલો છે.

( ૪૨૯ )

મન મારી મેંદા કરૂં, તનકી પાડું ખાલ;
જીભ્યાકા ટુકડા કરૂં, જો હરિ બિન કાઢે સ્વાલ.

કબીર કહે છે કે, મેં મારા મનને મારી મારીને આટાની માફક મેંદો કર્યા કીધો, અને શરીરની ચામડી કાઢયા કીધી, ને મારી જીભ, ખુદા શિવાય જો બીજો કોઇ સવાલ કાઢે કે હું તેનાં ટુકડા કરી નાંખતો; સારાંશ કે, મેં મારી છએ ઇંદ્રિઓને દાબ દાબ કરીને અટકાવ્યા કીધી, ને ખુદા શિવાય બીજી કોઇ મોજ મઝાહ ભોગવવા દીધી નહિં.

( ૪૩૦ )

**મન દિયા ઉને સબ દિયા, મનકિ ગેલ શરીર;**
**તન મન દે ઉબરન ભયે, હરિકો દાસ કબીર.**

જેણે મન આપ્યું, તેણે સર્વ કાંઇ આપ્યું, અને મન આપ્યું એટલે શરીર પણ આપ્યું, યાને મનમાં ખરાબ વિચારો આવે તેને અટકાવ્યા નહિ, તો શરીર તે માફક કામ કરવાનુંજ; જે કોઇ પોતાનું તન મન તે સાહેબ (ખુદા) ને અર્પણ કરે, તો જેમ હું (કબીર) ખુદાનો દાસ બન્યો છું, તેમ તે માણુસ પણ થશે, યાને જીંદગીનું સાર્થક કરી શકશે.

( ૪૩૧ )

**જો તન માંહિ મન ધરે, મન ધર નિર્મળ હોય;**
**સાહેબ સોં સનમુખ રહે, તો ફિર બાળક હોય.**

જે કોઇ પોતાનાં મનને શરીરમાંજ પકડી રાખે, અને તેમ મનને પકડી, પવિત્ર કરે અને ખુદાની સનમુખજ તેને રાખે, તે માણુસ પાછો બાળક જેવો નિર્દોષ થઇ જાય.—અર્થાત-મનમાં બૂરા વિચારો આવવા ન દે, અથવા આવે તેને મારી હઠાડી મનને નેક વિચારમાં જે કોઇ રોકે, તે માણુસનું મન પવિત્ર થઇ ખુદામાં રેહતું થાય, જેથી તે બાળક જેવો નિર્દોષ અને સુખી બની જાય.

( ૪૩૨ )

**તનકુ મન મિલતા નહિ, તો હોતા તનકા ભંગ;**
**રહેતા કાલા બોર જ્યું, ચઢે ના દુજા રંગ.**

જ્યાંસુધી માણુસનું ખાકી (અસત) મન, તેનાં ઉંચા (સત) મન સાથે મળી જતું નથી, ત્યાંસુધી તેનું શરીર પડયાજ કરવાનું; અને તેનુ (આ) ખાકી મન બોળીયા જેવું કાળુંજ રેહવાનું, અને તેની ઉપર બીજો રંગ ચઢી શકવાનો નથી-અર્થાત-જ્યાંસુધી દુનિયવી

વિચારોમાંજ માણુસનું મન રોકાયલું રહે છે, ત્યાંસુધી તેને ઉંચ (મિનોઇ) જ્ઞાન આવી શકતું નથી. યાને માણુસનું મન ખુદાપર લાગતું નથી, ત્યાં સુધી તેનાથી યોગ થતો નથી યાને ઇશ્વર સાથે જોડાણુ થઇ શકતું નથી.

(૪૩૩)

**કામ હુય ત્યાં રામ નહિ, રામ નહિ ત્યાં કામ;**
**દોનો એક જા કયું રહે, કામ રામ એક ઠામ?**

જેનાં મનમાં ઇંદ્રિઓનાં ભોગ ભોગવવાના વિચારો રહેલા હોય, તેના મનમાં ખુદા હોતો નથી, અને જ્યાં ખુદા નહિ, ત્યાં ઇંદ્રિઓનાં વિષયોનાં વિચારજ રહેલા હોય–કારણુ કે, જેમ એકી વેળા એક જગ્યામાં બે ચીજ રહી શકતી નથી, તેમ કામ અને રામ બન્ને એકી વેળા મનમાં કેમ રહી શકે? જ્યારે એક ચીજ દુર થાય, ત્યારે તેમાં બીજી ચીજ આવી શકે છે તેવીજ રીતે, જ્યારે મનમાંથી ઇંદ્રિઓની, મોજ મજાહના વિચારો દુર થાય ત્યારેજ તેમાં ખુદાનો વાસો થઇ શકે.

(૪૩૪)

**હિરદા ભિત્તર આરસી, મુખ દેખા ન જાય;**
**મુંખ તો તબહિ દેખીયેં, જબ મનકી દુબધા જાય.**

માણુસનાં હૈયામાં (ખુદાની) આરસી છે, છતાં તેમાં ખુદાનું મોંહ માણુસને દેખાતું નથી–પણુ જ્યારે માણુસના મનનું દવૈતપણું, યાને "હું અને ખોદા" જુદા છે એવી જુદાઇનું ભાન નિકળી જાય–ત્યારે તેમાં ખુદા દેખાય.

અર્થાત–માણુસના મનમાંથી જ્યારે દુનિયવી વાસના અને વિચારો જતા રહે, ત્યારે તેમાં ખુદાનો વાસો થઇ શકે, ને ખુદા દેખાય.

(૪૩૫)

ચંચળ મનવા ચેત રે, સુતો કયાં અજ્ઞાન;
જબ ઘર જમ લે જાયગા, પડા રહેગા મ્યાન.

ઓ અસ્થીર ભટકતાં મન, તું ચેતી લે, અને અજ્ઞાનપણાંમાં ના પડી રહે; કારણ કે જ્યારે જમ તને પકડી લઇ જશે, ત્યારે તો આ તારૂં શરીર એક ખાલી ખોખાં જેવું પડી રહેશે, ને ત્યારે તારાથી કાંઇ બની શકવાનું નથી.

(૪૩૬)

તનકા વેરી કો નહિ, જો મન શિતલ હોય;
તું આપાકો ડાલ દે, તો દયા કરે સબ કોય.

જો તારૂં મન સ્થિર અને શાંત થઇ, તારા કબજામાં રહેશે, તો પછી તારાં શરીરનો યાને તારો દુશ્મન કોઇજ નથી, ને તને દુઃખ થવાનું નથી. માટે ઓ માણસ! તું તારા મનનાં ફાંટાઓને દાબીને "હુંપણું" છોડી દે, તો તારા સર્વ કોઇ મિત્ર બની જઇ, તારી દયા ખાશે, યાને તું સુખી થઇશ.

(૪૩૭)

તન મન દિયા તો ભલી કરી, ડારા શિરકા ભાર;
કબ કહે જો મેં દિયા, તો બહોત સહેગા માર.

તેં જો તારાં તન અને મનને સારાં કામમાં લગાડયાં હોય યાને ખુદાને અર્પણ કીધાં હોય, તો તે ઘણું સારૂં કીધું; કારણ કે તારા માથા ઉપરની ફરજનો બોજો તેં કાઢી નાંખી હલકો કીધો, પણ તેમ કરતાં જો તું મગરૂરી લેશે, યાને એમ કહેશે કે "મેં કીધું" તો કર્યાનાં ફળ તને ચાખવાં પડશે, ને ચાખવાને માટે ફરી ફરી જનમવું પડશે, ને જન્મયા-મરયાનાં દુઃખો ભોગવવાં પડશે, અને એ રીતે તું મોટો માર ખાશે.

( ૪૩૮ )

મન ઠહેરા તબ જાનિયે, અનસૂજ સબે સુજાય;
જ્યું અંધિયારે ભવનમેં, દિપક બાર દિખાય.

મન થરેલું છે યાને શાંત થયું છે, એવું ત્યારેજ જાણવું કે જ્યારે, નહિ સમજ પડે તેવી વાતો આપણને સમજ પડી જાય. જેમ અંધારી જગ્યામાં, બતિ લાવ્યાથી તે માંહેલી બધી ચીજો દેખાઈ આવે છે તેમ, મન જ્યારે શાંત પડે છે યાને જ્યારે તેમાંથી દુનિયવી વિચારો નિકળી જાય છે, ત્યારે ત્યાં જ્ઞાનનો પ્રકાશ થાય છે, અને ખુદા દેખાય છે.

( ૪૩૯ )

કબીર! મન પરબોધ લે, આપહિ લે ઉપદેશ;
જો એ પાંચો વશ કરો, તો શિષ્ય હોય સબ દેશ.

ઓ કુબીર! તું તારાં મનને પારખી લે, અને મનથીજ સઘળાં પાપો થાય છે તે માટે તુંજ તારો ઉપદેશ લે. જ્યારે તું આ પાંચ ઇંદ્રિઓને તાબામાં રાખશે, યાને તેઓના ખેંચાણને વશ થતો અટકશે, ત્યારે તું એવો થશે કે બધાં લોકો તારા ચેલા થશે.

( ૪૪૦ )

મન કપડા મેલા ભયા, ઇનમેં બહોત બિગાર;
યે મન કૈસે ધોંઇયે, સન્તો કરો બિચાર?

એ મન-રૂપી કપડું મેલું થયું છે, ને તેમાં ઘણા રોગનાં બીયાં રહ્યાં છે ત્યારે એ મનને કેમ ધોઇએ તેનો વિચાર કરો, હે સાધુ પુરૂષો!

( ૪૪૧ )

સત ગુરૂ ધોબિ જ્ઞાન જલ, સાબુ સરજન હાર;
સુરત શિલાપર ધોઇએ, નિકસે જોત અપાર.

સદ્દગુરૂ એ મનને ધોઇને સાફ કરવાવાળો છે, બ્રહ્મજ્ઞાન રૂપી પાણી વડે તે ધોવાય છે. અને તે માટે જે સાબુ જોઇએ તે ખુદાનું નામ છે, જેથી એ મનનાં જન્મો-જન્મના દોષો મટી જાય છે; અને ખુદાની સુરતનું ધ્યાન તે, એ મનને ધોવાનો પથ્થર છે, કે જેની ઉપર ધોતાં ધોતાં, એ મન સંપૂર્ણ નિર્મળ થાય છે, અને પછી એમાં ખુદા દેખાય છે.

( ૪૪૨ )

કબીર! કાયાકોં ઝગો, સાંઇ સાબુન નામ;
રામહિ રામ પોકારતાં, ધોયા પાંચો ઠામ.

ખુદાનાં નામરૂપી સાબુથી એ શરીર ધોઇને સાફ કરો, "ખુદા ખુદા" પોકારતાં, એ પાંચે ઇંદ્રિઓ પવિત્ર થશે, એટલે કે તેઓ પોતે પોતાના વિષયો તરફ ખેંચાયા કરશે નહિ, પણ ફરજ બજાવતાં કે દયાનાં કામો કરતાં, વિષયોના સંગમાં તેઓને આવવું પડશે, તોએ વિષયોને ભોગવવાનો આવેશ યાને ઇચ્છા, તેઓમાં રહેશે નહિ.

( ૪૪૩ )

કબીર! મન નિશ્ચલ કરો, ગોવિંદકે ગુણ ગાય;
નિશ્ચલ બિના ન પાઇયે, કોટીક કરો ઉપાય.

પરમાત્માના ગુણ ગાઇ ગાઇને, અને ગુણ ગાવાનો લખ તેને લગાડી લગાડીને, મનને બીજા બીજા ખ્યાલો પર દોડી જતું અટકાવો. મન, બીજા બીજા ખ્યાલોપર દોડતું અટકયા વગર, તે કદી પણ શાંત થવાનું નથી. એ સિવાયના બીજા કરોડો ઉપાયો કરશો, તે બધા ફોકટ જશે.

(૪૯૪)

**ભક્ત દ્વાર હય સાંકડા, રાઇ દસમા ભાગ;**
**મનહિ જબ રાવત હો રહા, તો કયું કર શકે સમાય?**

પરમાત્માનો ભક્ત થવાનો યાને પરમાત્માને મળવાનો રસ્તો એટલો તો સાંકડો છે, કે રાઇના દશમાં ભાગ જેટલો નાનો તે છે, અને મન, તરેહવાર વિચારોનો જથ્થો એકઠો કરીને, પર્વત જેવું મોટું થઇ જાય, તો પછી એવા સાંકડા દરવાજામાં તે કેમ દાખલ થઇ શકે

(૪૯૫)

**રાઇ બાતાં બિસંવા, ફિર બિસનકા બિસ;**
**ઐસો મનવા જો કરેં, તહિ મિલે જગદિશ.**

રાઇનાં દાણાનો વિસમો ભાગ કરો, ને એ વિસમાંનો વિસમો ભાગ કરો; એ વિસમાંનાં વિસમાં ભાગ જેટલું નાનું મન જે કોઇ કરી શકે, તેને પરમાત્મા મળે, એટલે કે ઇંદ્રિઓનાં સર્વ વિષયોના સર્વ વિચારો જેના જતા રહ્યા હોય, અને એ પ્રમાણે મનનું "મનપણું" એટલે વિચારવાપણું જતું રહ્યું હોય, તેને પરમાત્માની મુલાકાત થાય.

(૪૯૬)

**મન ગોરખ મન ગોવિંદા, મનહુ ઔઘટ હોય;**
**જો મન રાખે જતન કર, તો આપે કરતા સોય.**

મન મહાત્માઓને દરજ્જે પોહોંચી શકે છે, મન પરમાત્માને દરજ્જે પુગી શકે છે; ને મનજ આખી સૃષ્ટિ બની શકે છે, જો એ મનને કોઇ સાચવી સાચવીને રાખે તો એ મનજ પરમાત્મારૂપ થઇ જાય.

(૪૪૭)

**જબ તક આશ શરીરકી, નિર્ભય ભયા ન જાય;**
**કાયા માયા મન તજે઼, ચૌપટ રહા બજાય.**

જ્યાંસુધી મનને, પોતાનાં શરીરનો ખ્યાલ રહે છે, એટલે કે આ શરીર તે "હું છું" એવો ખ્યાલ થયા કરે ત્યાંસુધી તે કદી પણ નિર્ભય થતું નથી, યાને શાંત પડતું નથી; જ્યારે મનમાંથી, શરીરના અને માયાના એટલે કે ઇંદ્રિઓનાં ભોગ ભોગવવાના વિચારો નિકળી જાય, ત્યારે તે મનને બીજો (ઉંચ) દરવાજો દેખાય છે.

(૪૪૮)

**મન રાજા મન રંક હુય, મન કાયર મન સુર;**
**સુન્ય શિખરપર મન રહે, મસ્તક આવે નુર.**

જેવું જેવું મન, તેવી તેવી હાલત; ગરીબ થવું કે રાજા થવું તે મનને લીધે; હિચકારા થવું કે હિંમતવાન લડવૈયા થવું તે મનને લીધે; અને કોઇ પણ વિચાર કર્યા વગરના થઇએ તેપણ મનને લીધે; એટલેકે પરમાત્મા સિવાય બીજી કોઇપણ ચીજનું નામ નિશાણ, આકાર, વગેરે સર્વ કાંઇ મનમાંથી જતાં રહે યાને મન ગોયા સૂન્ય જેવું થઇ જાય, ત્યારે તેમાં પરમાત્મા દેખાય.

(૪૪૯)

**તેરી જોતમેં મન ધરેં, મન ધર હોય પતંગ;**
**આપા ખોયે હરિ મિલે, તુજ મિલ્યા રહે રંગ.**

તારી જોત એટલે પરમાત્માનો અંશ જે તારા શરીરમાં છે, તેમાં, જો તું તારા મનને રોકે, અને મનને ત્યાં લગાડીને તું ઉડતાં પતંગ જેવો થાય, તો તારૂં "હુંપણું" જશે, અને "હુંપણું" જાય તો પછી તારૂં પોતાનું ખરૂં સ્વરૂપ તું જોઇ શકશે યાને પરમાત્મા સાથે તું એકત્ર થઇ શકશે.

( ૪૫૦ )

દોરી લાગી ભય ગયા, મન પાયે વિશ્રામ;
ચિત્ત ચોંટા હરિ નામસોં, મિટ ગયા સબહિ કામ.

મન પરમાત્માને મળ્યું કે બીજા બીજા ખ્યાલોપર દોડી જવાની તેની ટેવ છુટી જશે, અને પોતે પોતામાંજ આશાયશ લઇને રહેશે. અને ખ્યાલ પછીના ખ્યાલો છુટી ગયા કે, તને જન્મ પછીના જન્મ લેવાના પણ છુટી જશે, અને એમ તારો ભવ ભય દુર થશે, ને તારી સર્વે ફરજોનો પણ છેડો આવી જશે; કેમકે પરમાત્માનાં નામમાં ચોંટી બેઠેલાં મન ( માણસ ) ને કોઇ પણ ફરજ હોતી નથી, તેણે પોતાનાં કર્મોને બાળી નાંખ્યાં છે એટલે તેને બંધણકર્તા કોઇ રહ્યું નથી.

( ૪૫૧ )

યે મન હરિ ચરણે ચલા, માયા મોહસેં છુટ;
બે હદ માંહિ ઘર કિયા, કાળ રહા શિર કુટ.

કબીર કહે છે કે-એવીજ રીતે, મારૂં મન દુનિયાની માયામાંથી છુટું થયું છે, તે હવે પરમાત્માના ચરણેજ જઇ રહ્યું છે, ને પોતાનો વાસો હદમાંથી છોડીને, બેહદમાં કીધો છે યાને પરમાત્મામાં કીધો છે, તે જોઇને જમરાજા પોતાનું માથું કુટવા પડયો છે, કે હવે શિકાર હાથમાંથી ગયો, કારણકે હવે હું જન્મ-મરણની પેલે પાર ગયો છું.

( ૪૫૨ )

યે મન થાકી થીર ભયા, પગ બિન ચલે ન પંથ,
એકજ અક્ષર અલેખકા, થાકે કોટી ગ્રંથ.

એ મન, વિષય વાસનાઓથી ઉપજતાં દુઃખો ખમી ખમીને, મોજ મજાહની ઇચ્છાઓ કરતું હવે અટકયું છે. વિષયોમાં સુખ છે, એવી એની આગળી ખાત્રી જતી રહી છે, તેથી હવે તે વિષયોના

વિચાર કરતું નથી. હવે એ મન પરમાત્માને મળવાનું "ઓંકાર" રૂપી એકાક્ષરી મંત્ર જપવા પડ્યું છે, કે જે મંત્રનાં ફળ આગળ કરોડો ગ્રંથ ભણ્યાનું ફળ, બિશાદ વગરનું છે.

(૪૫૩)

મેરા મન સુમરે રામકો, મનમે રામ સમાય;
મનહિ જબ રામ હો રહા, તો શિશ નમાવું કાય?

મારૂં મન હવે તો પરમાત્માનેજ યાદ કરે છે અને તેમાં પરમાત્માનો વિચારજ રહેલો છે, ને બીજો કોઇ વિચાર રહ્યો નથી. મન પરમાત્મારૂપ થયું છે, અને એ પ્રમાણે જ્યારે મન પોતેજ પરમાત્મારૂપ બની ગયું છે, ત્યારે હું માથું કોણને નમાવું?

(૪૫૪)

તું તું કરતા તું ભયા, તું માંહે રહે સમાય;
તું માંહિ મન મિલા રહા, અબ મન અંત ન જાય.

"હું નથી" પણ "તું છે" એમ બોલતાં બોલતાં, યાને "પરમાત્મા પરમાત્મા" કર્યાથી, વિચાર્યાથી, પરમાત્મામાં મન રેહવા લાગે છે, અને મનજ પરમાત્મારૂપ થઇ જાય છે, તે પછી મન કદી છુંટું વિખુંટું પડતું નથી, કારણકે તે પોતાના સુખી છેડે પુગી ગયું.

(૪૫૫)

તું તું કરતા તું ભયા, મુંજમે રહિ ન "હું";
વારી ફેરૂં નામ પર, જીત દેખું તિત "તું"

"તું તું" કરતાં કરતાં; યાને "પરમાત્મા પરમાત્મા" કરતાં મારામાં "હુંપણું" રહ્યું નહિ, પણ જ્યાં જોઉં છું ત્યાં "તું ને તું" યાને પરમાત્માજ દેખાય છે માટે હું કબીર તારા (પરમાત્માના) નામનાં વખાણુ ગાઉં છું કે તે જપવાથીજ આ મહાન સુખ પ્રાપ્ત થાય છે.



## શબ્દ (વાણી) વિષે.

(૪૫૬)

શબ્દ શબ્દ કહા કરો, શબ્દકે હાથ ન પાંવ;
એક શબ્દ ઓખડ કરે, એક શબ્દ કરે ઘાવ.

અમસ્થા શબ્દો બોલ્યા શું કરો છો, શબ્દને કાંઇ હાથ ને પગ હોતા નથી, છતાં એક શબ્દ દવા માફક માણસને આરામ કરે છે, જ્યારે બીજો (એક) શબ્દ સામાને જખમ કરી દુઃખ ઉપજાવે છે.

(૪૫૭)

એક શબ્દ સુખ રાસ હય, એક શબ્દ દુઃખ રાસ;
એક શબ્દે બંધન કટે, એક શબ્દે પરે ફાંસ.

એક શબ્દ સુખથી ભરપુર હોય છે, ત્યારે બીજો શબ્દ દુઃખથી ભરેલો હોય છે; એક શબ્દ માણસની મુશ્કેલીઓ ટાળે છે, જ્યારે (બીજો) એક શબ્દ તેને ગળે ફાંસી નાંખે છે.

(૪૫૮)

એક શબ્દ સુ પ્યાર હય, એક શબ્દ કુ પ્યાર;
એક શબ્દે સબ દુશ્મન, એક શબ્દે સબ યાર.

એક શબ્દમાં પ્યાર ભરેલો હોય છે; ત્યારે (બીજો) એક શબ્દ ધિક્કારથી ધમધમી રહ્યો હોય છે; એક શબ્દથી બધા લોકો આપણા દુશ્મન બને છે, જ્યારે બીજો શબ્દ સર્વને આપણા મિત્ર બનાવી દે છે.

(૪૫૯)

શબ્દ ઐસા બોલિયે, તનકા આપા ખોય;
ઔરનકોં શિતલ કરે, આપનકો સુખ હોય.

(ત્યારે) કબીર કહે છે કે;-તારૂં "હુંપણું" છોડી દઇને તું એવા શબ્દ બોલ, યાને એવું બોલવાની ટેવ રાખ, કે જેથી સામો ધણી પણ રાજી રાજી રહે, ને તને પણ સુખ આવ્યા કરે.

(૪૬૦)

શિતલ શબ્દ ઉચ્ચારિયેં, અહમ આનિયેં નાંહિ;
તેરા પ્રીતમ તુજમે બસેં, દુશમન બી તુંજ માંહિ.

મિઠા શબ્દ બોલવા, ને મગરૂરી જરાએ કરવી નહિં; કાંય જે આપણા મિત્રો તથા શત્રુઓ આપણા બોલમાંજ રહેલા છે.

(૪૬૧)

જે શબ્દે દુઃખ ના લગેં, સોહિ શબ્દ ઉચ્ચાર;
તપ્ત મિટી શિતલ ભયા, સોહિ શબ્દ તત્સાર.

શબ્દ એવા બોલવા, યાને વાત એવી કરવી કે જેથી કોઇને પણ દુઃખ લાગે નહિ, તથા ગુસ્સો આવે નહિ, પણ બધાંને શાંતિ થાય એવુંજ બોલવામાં ખરો સાર છે.

(૪૬૨)

શબ્દ સરિખા ધન નહિ, જો કોઇ જાને બોલ;
હિરા તો દામે મિલે, પર શબ્દ ન આવે મોલ.

જો કોઇ બોલી જાણતો હોય તો બોલી યાને (મીઠી) વાણી જેવું માણસનું એકે ધન યાને શક્તિ નથી; કારણ કે દામ ખરચો તો હિરો પણ મળી શકે છે, પણ મીઠા વચનનું તો મૂલજ નથી.

( ૪૬૩ )

**કઠન બચન બિખસે બુરા, જાર કરે સબ છાર;**
**સંત બચન શિતલ સદા, બરખે અમૃત ધાર.**

કડવા અને સખત્ બોલો, ઝેહેરથી પણ બુરા છે, જે શબ્દો બધાંને બાળી જાળી નાખે છે; તેથી જેઓ સાધુપુરૂષ છે, તેઓ હુમેશાં મિઠાં વચનો બોલીને, અમૃતની ધાર માફક સર્વને સુખ ઉપજાવે છે.

( ૪૬૪ )

**કઉવે કિસકા ધન હુરા, કોયલ કિસકો દેત?**
**મિઠા શબ્દ સુનાયકે, જગ અપના કર લેત.**

કાગડો આપણું શું ધન ચોરી લઇ જાય છે, કે તેનાથી આપણે કંટાળીએ છીએ? અને કોયલ શું આપણને આપી દે છે, કે આપણે તેનાથી રાજી થઇએ છીએ? પણ કબીર કહે છે કે એ સર્વ સર્વની બોલીથીજ માત્ર થાય છે. અર્થાત-કાગડાની માફક માથું દુખવનારા માણસોને કોઇ ચહાતું નથી, જ્યારે કોયલ જેવા મિઠું બોલનારાઓ પોતાની બોલીથી સર્વ કોઇનાં દિલ જીતી લે છે.

( ૪૬૫ )

**મિઠા સબસે બોલીયે, સુખ ઉપજે કછુ ઓર,**
**એહિ વશીકરણ મંત્ર હય, તજીયે બચન કઠોર.**

તું સર્વ સાથે મિઠું મિઠું બોલ, તેના જેવું સુખ ઉપજાવનાર કાંઇ નથી; એ સર્વનાં દિલ જીતી લેવાનું મંત્ર છે, માટે તું કડવા સખુનો બોલવાનું છોડી દે.

( ૪૬૬ )

**ગમ સમાન ભોજન નહિ, જો કોઇ ગમકો ખાય;**
**અમરિખ ગમ ખાઇયાં, દુરવાસા વિર લાય.**

ગમ ખાવું, યાને સામો ધણી અપમાન કરે યા દુઃખ આપે

તે શાંતપણે ખમીને બેસવું, એના જેવું ભોજણ એકે નથી; અંબરીશ જેવા અસિલ પુરૂષ, રાજા હોવા છતાં, દુર્વાસા જેવા અયોગ્ય નરને સખ્ત ઠપકો અને શ્રાપ, મુંગે મોહોડે સહન કરી જઇ, સામો હાથ જોડીને ઉભા રહ્યા, જેથી દુર્વાસાને નુકશાન થયું, જ્યારે અંબરીશ રાજાને સુખજ મળ્યું તેમજ, જે કોઇ બીજાનું બોલવું, ગમે એવું હોય, છતાં તે સહન કરી જાય, અને સામો જરાએ વાંકો શબ્દ નહિ બોલે, તે માણુસ ખરો સુખી થાય.

(૪૬૭)

જીભ્યા જીને વશ કરી, તિને વશ કિયા જેહાંન;
નહિ તો અવગુણ ઉપજે, કહે સબ સંત સુજાણ.

જે પોતાની જીભને વશ કરે, તે આખી જેહાનને જીતી શકે છે; પણ જે જબાનને કાબૂમાં રાખતો નથી, તેને દુઃખ ઉપજ્યા કરવાનું, એવું સાધુપુરૂષોનું કહેવું છે.

(૪૬૮)

શબ્દ શબ્દ બહુ આંતરા, સાર શબ્દ ચિત દેય;
જો શબ્દે હરિ મિલે, સોહિ શબ્દ ગ્રહિ લેય.

શબ્દ, શબ્દમાં ઘણો ફરક હોય છે, માટે કબીર કહે છે કે, હું હવે (ગુપ્ત) શબ્દ કહું છું તેપર ધ્યાન લગાડો, ને મારા કહેલા શબ્દમાં જે શબ્દથી પરમાત્મા મળે છે, તે શબ્દને તમો પકડી રાખો.

(૪૬૯)

શબ્દ બહોત હિ સુન્યા, પર મિટા ન મનકા મોહ;
પારસ તક પહોતા નહિ, તબ લગ લોહાકા લોહ.

એવા (બીજા) શબ્દો તો ઘણાએ મેં સાંભળ્યા પણ મારા મનનું અજ્ઞાનપણું ગયું નહિ; કારણ કે, જ્યાંસુધી લોઢાંને પારસમણિ મળતો

નથી, ત્યાં સુધી તેનું સોનું થતું નથી પણ તે લોઢું ને લોઢુંજ રહે છે, તેમ જ્યાં સુધી ખરો (ગુપ્ત) શબ્દ શું છે, તેનું જ્ઞાન માણસને થતું નથી, ત્યાંસુધી તેને પરમાત્મા મળી શકતો નથી.

( ૪૭૦ )

શબ્દ હમારા સત્ હય, તુમ મત જાય સરક;
મોક્ષ મુકત ફળ ચાહો, તો શબ્દકો લેઓ પરખ.

કબીર કહે છે કે મારાં વચનો સત્ય છે, તેને મનમાંથી દુર કરતા ના; પણ જો તમે મુક્તિ મેળવવા ચહાતા હોવો તો, મારાં વચનોપર ધ્યાન લગાડી તેને પારખવાની તજવીજ કરો, યાને તે મુજબ ચાલવાને પ્રયત્ન કરો.

( ૪૭૧ )

શબ્દ મારે મર ગયે, શબ્દે છોડા રાજ;
જીને શબ્દ વિવેક કિયા, તાકા સરિયા કાજ.

એ (ગુપ્ત) શબ્દનો સાર મેળવવા જતાં, ઘણાંઓ મરી ગયા છે, ને ઘણાંએ પોતાનાં રાજપાટ છોડી દીધાં છે; જેણે તે શબ્દ જાણ્યો ને તે મુજબ જીંદગીમાં અમલ કીધો તેનુંજ કામ સફળ થયું છે.

( ૪૭૨ )

શબ્દ શબ્દ સબ કોઇ કહે, વોહ તો શબ્દ વિદેહ;
જીભ્યાપર આવે નહિં, નિરખ પરખ કર લે.

શબ્દ શબ્દ કરી સર્વ કોઇ બોલે છે, પણ તે (ગુપ્ત) શબ્દનો કાંઇ આકાર નથી, ને તે શબ્દ કાંઇ જીભથી ઉચ્ચરાતો નથી, તે તો માત્ર જોઇનેજ પારખવાનો છે.

(૪૭૩)

શબ્દ બિનાં સુરતા આંધળી, કહો કહાં કો જાય;
દ્વાર ન આવે શબ્દકા, ફિર ફિર ભટકા ખાય.

તે શબ્દ વગર, માણસનું મન આંધળુંજ રહે છે, તેથી તેને કહાં જવું ને કયો રસ્તો લેવો તેની ખબર પડતી નથી; અને તે શબ્દનો દરવાજો નહિં મળવાથી, તે બિચારો ફોકટનો ભટકી ભટકીને ખુવાર થાય છે.

(૪૭૪)

એક શબ્દ ગુરૂ દેવકા, તાકા અનન્ત બિચાર;
થાકે મુનીજન પંડિતા, ભેદ ન પાવે પાર.

સદ્ગુરૂ માત્ર એકજ શબ્દ (મંત્ર) આપે છે, પણ તેમાં પાર વગરનો ભેદ સમાયલો હોય છે, કે જેને મોટા મુનિઓ અને પંડિતો (જેને ગુરૂ મળ્યા નથી તેઓ) શોધતાં શોધતાં થાકી ગયા છે, ને જેનો ભેદ, વેદ (શાસ્ત્ર) માત્ર વાંચવાથી યા ભણવાથી મળી શકતો નથી.

(૪૭૫)

બેદ થકે બ્રહ્મા થકે, થકિયા શંકર શેષ;
ગિતાકોબી ગમ નહિ, જહાં સદ્ગુરૂકા ઉપદેશ.

જ્યારે સદ્ગુરૂ પોતાના ચેલાને દિક્ષા આપે છે ત્યારે તેને એ શબ્દનો ઉપદેશ સમજાવે છે, તે સિવાય કોઇથી પણ તેનો ભેદ સમજી શકાતો નથી.

(૪૭૬)

પરખો દ્વારા શબ્દકા, જો ગુરૂ કહેં બિચાર,
બિના શબ્દ કછુ ના મિલે, દેખો નયન નિહાર.

સદ્ગુરૂ વિચાર કરીને જે મંત્ર આપે તે ગુરૂમંત્રનો દરવાજો

તું પારખ, જે સમજ્યાથીજ પરમાત્મા મળે છે, તે મંત્ર જ્યાંસુધી મળે નહિ ત્યાંસુધી તને કાંઇ મળવાનું નથી, માટે આંખ ઉઘાડીને તું જો. અર્થાત-સદ્દગુરૂ જે બોધ આપે છે તે પ્રમાણે ચાલવાથી પરમાત્મા મળે છે, માટે વિવેક બુદ્ધિથી ગુરૂનાં વચન પ્રમાણે આચરણ કરવાં.

(૪૭૭)

હોઠ કંઠ હાલે નહિ, જીભ્યા ન નામ ઉચ્ચાર;
ગુપ્ત શબ્દ જો બોલે, કોઇ કોઇ હંસ હમાર.

તે (ગુપ્ત) શબ્દ એવો છે, કે તે બોલવાને માટે હોઠ યા ગળું હલાવવું પડતું નથી, ને જીભે પણ તેનો ઉચ્ચાર થતો નથી એવો એ ગુપ્ત શબ્દ છે કે તે કોઇ કોઇજ હંશ યાને સાધુ પુરૂષનેજ તેનું જ્ઞાન થાય છે.

(૪૭૮)

લોહા ચુંબક પ્રીત હય, લોહા લેત ઉઠાય,
ઐસા શબ્દ કબીરકા, કાળસેં લેત છોડાય.

લોહચુંબકનું આકર્ષણ લોઢાંનેજ થાય છે, તેમ જે કોઇ યોગ્ય પુરૂષ હશે તેનેજ આ મારા કબીરના શબ્દોનું ખેંચાણ થશે, અને તેમ થશે ત્યારેજ તે માણસ કાળના હાથમાંથી છુટી શકશે.





## કરણી વિષે.

(૪૭૯)

કહેતા હય કરતા નહિ, મુંહકા બડા લબાર;
કાલા મુંહ લે જાયગા, સાહેબકે દરબાર.

જે કોઇ જેવું બોલે તેવી રીતે ચાલે નહિ, તે માણસ મોઢાંનો અમસ્થો લભાસખોરો યાને જુઠો કહેવાય; ને તેવા માણસને, કબીર કહે છે કે, પરમાત્માની દરબારમાં કાળું મોંહ લઇને જવું પડશે.

(૪૮૦)

કથની કથી તો કયા ભયા, કરણી નહિ કરાય?
કાલબુતકા કોટ જ્યું, દેખત હિ દેહ જાય.

મોઢાંની સારી સારી માત્ર વાતો કરે, તેથી શું થાય? જેવું બોલે તેવું કરી ન દેખડાવે યાને તેવી રીતે જીંદગીમાં અમલ ન કરે, તો તેની જીંદગી એક છાયા સમાંનજ છે, જે જોતાં જોતામાં મળે નહિ થઇ જાય છે.

(૪૮૧)

કહેના મિઠી ખાંડસી, કરના બિખકી લોય;
જ્યું કહેની ત્યું રહેની રહે, તો બિખકા અમૃત હોય.

મોઢેથી ઘણું મિઠાસ ભરેલું બોલે પણ કરણી તો ઝેહેર જેવી હોય; પણ જે બોલે તેવું કરી બતાવે યાને જીંદગીમાં તે મુજબ અમલ કરનારો હોય, તે માણસ ઝેહેરનું અમૃત કરી શકે છે. સારાંશ કે, જેવી નેક વાણી મોહોડેથી કહાડે, તેવી નેક કરણી કરે, તે માણસજ બીજાને સુખ આપી શકે છે.

( ૪૮૨ )

જૈસી બાંની મુખ કહે, તૈસી ચાલે નાહિ;
મનુષ્ય નહિ એ સ્વાન હય, બાંધે જમપુર જાહિ.

એથી ઉલટું, જેવું મોઢ બોલે તેવું આચરણ નહિ કરે તે માણસ નહિ, પણ કુતરોજ છે, અને તે જમના હાથમાં સપડાયા કરવાનો, યાને દુઃખી થયા કરશે.

( ૪૮૩ )

કથની બકની છોડ દે, રહેનીસે ચિત્ત લાય;
નિરખી નિર પીયે બિનાં, કબહુ પ્યાસ ન જાય.

ત્યારે કબીર કહે છે કેઃ–તું માત્ર બોલવા બકવાનું છોડી દે, ને માત્ર કરણી ઉપર ધ્યાન રાખ, યાને નેક કામો કરવા માંડ, કારણ કે જેમ પાણીને માત્ર જોવાથી તરસ મટતી નથી, તેમ નેક કરણી કીધા વગર માણસ નેક બની શકતો નથી, ને સુખી થઇ શકતો નથી.

( ૪૮૪ )

કથતે બકતે પચ ગયે, મૂરખ કોટ હજાર,
કથની કાચી પડ ગઇ, રહેની રહિ સો સાર.

એવો મોઢાંનો ખાલી પટપટારો કરી કરીને, કાંઇ હજારોને કરોડો મુર્ખાઓ પોતાનો દિન ગુમાવી ગયા છે; કારણકે માત્ર મોઢાંની વાત કાંઇ કામ આવતી નથી, પણ તેની સાથે કરણી પણ તેવી નેક હોય, ત્યારેજ દુનિયામાં માણસનું નામ અમર થઇ જાય છે.

( ૪૮૫ )

જૈસી બાંની મુખ કહે, તૈસી ચાલે ચાલ;
સાહેબ સંગ લાગા રહે, તબહિ હોય નેહાલ.

જેવી ( નેક ) વાંણી મોઢાંમાંથી નિકળે, તે પ્રમાણે જે કોઇ ચાલ ચલાવે, અને પરમાત્માને હાજર નાજર જાણી, નિત્ય

સત્યનેજ માર્ગે ચાલે, તે માણુસ ખરો સુખી થાય, ને પાર પડી જાય.

(૪૮૬)

કથની કથે સો પુત હમારા, બેદ પઢે સો નાતી;
રહેણી રહે સો ગુરૂ હમારા, હમ હુય તાકેં સાથી.

કબીર કહે છે કે:–મોઢેથી જે કોઇ વાતો કર્યા કરે, તે તો મારા છોકરા જેવો (નાદાંન) છે, જે કોઇ વેદ વગેરે પુસ્તકો માત્ર વાંચી જાણે તે માત્ર એક નાતીલો છે યાને સાધારણ માણુસ છે, પણ જે કોઇ જેવું બોલે યા વાંચે, યાને શાસ્ત્રનાં શિક્ષણ કહી સંભળાવતો હોય તે મુજબ જીંદગીમાં અમલ કરતો હોય, તે મારો ગુરૂ છે, અને હું તેનો ચેલો છું.

(૪૮૭)

કુલ કરણી છુટે નહિ, જ્ઞાનહિ કથે અગાધ;
કહે કબીર તા દાસકોં, મુખ દેખે અપરાધ.

જેની બધી બદફેલીઓ ગઇ નથી, છતાં જે અમસ્થો મોટી મોટી જ્ઞાનની વાતો કર્યા કરે, તે માણુસનું મોઢું તમે જુવો તો પાપથી ભરેલુંજ દેખાશે. સારાંશ કે, ઘણું ઘણું જ્ઞાન લેવા છતાં જે કોઇ પોતાની કરણી સુધારતો નથી, યાને કહે તેવું કરતો નથી, તે માણુસ પાપો કર્યો જાય છે.

(૪૮૮)

રહેણી કે મેદાનમેં, કથની આવે જાય;
કથની પિસે પિસનાં, રહેણી અમલ કમાય.

આ જીંદગીમાંથી મોઢાંમાંથી (શિખામણ)ની વાતો ઘણી કરાય છે, પણ એ બધી વાતો જતી રહે છે; કારણ કે મોઢાંનું બોલવું તે દળાણું દળવા બરાબર છે, યાને તે બધું નિરર્થક છે; માત્ર કરણીજ સરસાઇ ભોગવી શકશે.

